


# યુગ શક્તિ ગાયત્રી

Single Copy ₹11/- Yearly-₹125/- Year-46 Issue-7 July 2015

ધ્યાનમૂલં ગુરોર્મૂર્તિઃ પૂજામૂલં ગુરોઃ પદમ ।
મંત્રમૂલં ગુરોર્વાક્યં મોક્ષમૂલં ગુરોઃ કૃપા ॥



નયા યુગ લાને કા ત્યોહાર, સમર્પણ તો સેવા કા સાર।
સદા સે હમ દોનો હી સાથ, રચેંગે એક નયા સંસાર ।।

ૐ ભૂર્ભુવઃ સ્વઃ તત્સવિતુર્વરેણ્યં ભર્ગો દેવસ્ય ધીમહિ ધિયો યો નઃ પ્રચોદયાત્



# યુગશક્તિ ગાયત્રી




સંસ્થાપક/ સંરક્ષક :
વેદમૂર્તિ તપોનિષ્ઠ યુગદ્રષ્ટા
પં.શ્રીરામ શર્મા આચાર્ય
અને
માતા ભગવતીદેવી શર્મા
સંપાદક :
ડૉ. પ્રણવ પંડ્યા
સહ સંપાદક :
ઘનશ્યામ પટેલ

કાર્યાલય :
યુગનિર્માણ યોજના વિસ્તાર ટ્રસ્ટ
ગાયત્રી તપોભૂમિ,
મથુરા - ૨૮૧૦૦૩
ટેલિફોન :
(૦૫૬૫)૨૫૩૦૩૯૯, ૨૫૩૦૧૨૮
મો૦૯૯૨૭૦૮૬૨૮૯,૦૯૯૨૭૦૮૬૨૮૭
ફેક્સ: (૦૫૬૫) ૨૫૩૦૨૦૦
સમય : પ્રાતઃ ૯ થી સાંજના ૫
E - Mail
yugnirman@ awgp.org

વાર્ષિક લવાજમ : ૧૨૫ રૂપિયા
આજીવન લવાજમ : ૨૫૦૦ રૂપિયા

વિદેશનું લવાજમ
વાર્ષિક રૂા. ૧૩૦૦

વર્ષ - ૪૬ અંક -૭
પ્રકાશન તિથિ ૨૫-૬-૨૦૧૫
જુલાઈ - ૨૦૧૫


## સત્સંગ

સત્સંગનો અર્થ છે - સદ્ગુરુનું સાંનિધ્ય. એ વ્યક્તિનું નજીક હોવું જેણે જાણ્યું છે, કારણ કે જેણે જાણી લીધું છે, તે જ આપણા અંતસ્માં પ્રવાહિત થઈ શકે છે. તેમનામાંથી સત્ય અને સત્નું પ્રવાહિત થવું સ્વાભાવિક છે. ત્યારે જ તો સૂફી ફકીર કહે છે કે ગુરુનું નજીક હોવું જ પૂરતું છે, તેમની નજીક હોવું, તેમના સાંનિધ્યમાં હોવું પૂરતું છે. બસ તેમની પાસે બેસવું, તેમની લગોલગ ચાલવું, તેમના રૂમની બહાર બેસી જવું, રાત્રે તેની દીવાલ પાસે જાગતા બેસવું, તેમને યાદ કરતા રહેવાનું પૂરતું છે.

આમ કરતાં શ્રદ્ધાનું સઘન થવું સ્વાભાવિક છે. આ શ્રદ્ધા જ તો આપણને સંવેદનશીલ બનાવે છે અને આમ થતાં જ સદ્ગુરુ આપણી ભીતર પ્રવાહિત થવા લાગે છે. શ્રદ્ધાની ક્ષણ આપણને અતિ સંવેદનશીલ બનાવે છે અને સદ્ગુરુનું સત્ય આપણા અંતસ્માં ઊછળવા લાગે છે. આમ થવા માટે નથી શારીરિક પ્રયાસ આવશ્યક અને નથી બૌદ્ધિક પ્રયાસ. બસ આવશ્યક છે તો શ્રદ્ધાની સજલતા - સઘનતા. દેશ, સ્થાન અને સમયના એક વિશેષ બિંદુ પર જ્યારે આ ઘટના ઘટિત થાય છે ત્યારે સત્સંગ સંભવ બની શકે છે.

આમાં વર્ષો લાગી શકે છે, લાગી પણ જાય છે. આ પ્રતીક્ષાનાં વર્ષો શ્રદ્ધા પ્રગાઢ થવાનાં વર્ષો છે. આ પર્વોમાં ચાલુ રહે છે - ગુરુની પરીક્ષાઓ. તેઓ બધી રીતે અવરોધ ઊભા કરે છે. તેઓ એવા ઘણા અવસરો આપે છે કે આપણે તેમની નિકટતા છોડી દઈએ. તેઓ આપણા વિશે ઘણીબધી અફવાઓ આપણા સુધી પહોંચાડે છે જેથી આપણે એમને છોડી શકીએ. આપણે વિચારી શકીએ કે તેઓ ખોટા છે અને આપણે ભાગી શકીએ. તેઓ બધી રીતે આપણને મદદ કરે છે ભાગી નીકળવામાં. આ પરીક્ષાની ઘડીઓમાં આપણે આ બધા અવરોધો પાર કરવા પડે છે.

આ અતિ અનિવાર્ય છે; કારણ કે સસ્તી, છીછરી, શ્રદ્ધા કોઈ કામની નથી પરંતુ એ શ્રદ્ધા જે પરિપક્વ થઈ ચૂકી છે, જેણે પરીક્ષા આપી છે, પ્રતીક્ષા કરી છે, તે જ સત્સંગને સંભવ બનાવી શકે છે. આવી શ્રદ્ધાથી પોતાના અસ્તિત્વની ગહનતમ પરતોમાં ઊતરી શકાય છે. આવી શ્રદ્ધા હોય ત્યારે સમય અને સ્થાનનું અંતર નિરર્થક બની જાય છે. સદ્ગુરુનું શરીર ન રહે ત્યારે પણ સત્સંગ - સંપર્ક બનતો રહે છે. આ સત્સંગમાં ગુરુ શિષ્યને પૂરેપૂરા મળે છે અને શિષ્ય ગુરુને પૂરેપૂરો મળી શકે છે. સત્સંગની આ ક્ષણોમાં જ ગુરુ પૂર્ણિમાનો સંપૂર્ણ અર્થ પ્રકટ થાય છે. *

## અનુક્રમણિકા



## જાણકારી

ટપાલ વિભાગમાં બેગોની અછત, ટપાલ વાહનની અછત, સ્ટાફની કમી આદિ કારણોના લીધે પત્રિકાઓ પાઠકોને વિલંબથી મળી રહી છે. વ્યવસ્થા તંત્ર પૂરો પ્રયાસ કરી રહ્યું છે કે મુશ્કેલીઓ દૂર થાય. આશા છે આગામી મહિનાઓમાં સુધાર થશે. પરિજનોને થઈ રહેલ પરેશાનીઓનું અમને દુઃખ છે.

## વાઙ્મય વંચાય

મન બદલી જાય બુધ્ધિ બદલી જાય, ચિત્ત પણ શુધ્ધ થઈ જાય.
જો વાઙ્મય વ્રત નિષ્ઠાથી વંચાય........
વેદ મંત્ર ગાયત્રી જપીએ, વેદ મંત્ર ઉર્જાઁ ને ધરીએ
વેદ વિચાર ક્રાંતિના પથ પર ઋષિ સંસ્કૃતિ. ઊભી થાય....
જો વાંઙ્મય વ્રત નિષ્ઠા થી વંચાય........
યુગ ક્રાંતિનો છે આ નાદ, યુગ દૃષ્ટા એ આપ્યો આ સ્વાદ
તે ભક્તિ-શક્તિનું ભાન આજ થઈ જાય.
જો વાંઙ્મય વ્રત નિષ્ઠા થી વંચાય........
દૂર થાય દુર્ગુણ-દ્વૈષ તે રાગ, ખીલી જાય સાધકના જ મન ભાવ
યજ્ઞ વિજ્ઞાનના શ્લોક જો ઘર-ઘર ગુંજી જાય.
જો વાંઙ્મય વ્રત નિષ્ઠા થી વંચાય........

—હરસુખ સારનથરા (જામનગર)

# ગીતા ધર્મગ્રંથ જ નહિ જીવનગ્રંથ પણ છે



શ્રીમદ્ ૦૦૦ી બધી જ સીમાઓથી પર છે. તેમ છતાં સમયની વર્તમાન હલચલોએ આના પર વિશિષ્ટ ચિંતન લખવા માટે પ્રેરિત કર્યો છે. એ સત્ય સૌ જાણે છે કે ગીતામાં જીવનના તમામ પ્રશ્નોના ઉત્તર છે. તમામ પ્રશ્નોના ઉત્તર આપનાર આ પવિત્ર ગ્રંથ પર પાછલા દિવસોમાં કેટલાય પ્રશ્નો ઊઠ્યા, ચર્ચા છેડાઈ જે પછીથી વાદવિવાદમાં બદલાઈ ગઈ. પ્રશ્ન, વાત, દલીલ અને ચર્ચામાં બસ એક જ ધ્વનિ હતો - શ્રીમદ્ ભગવદ્‌ગીતાને રાષ્ટ્રીય ગ્રંથ તરીકે સ્વીકારવાનો. તેનો સ્વીકાર કરવો, અસ્વીકાર કરવો એ તો મત-મતાંતર અને સૌથી વધારે સુમતિ કે કુમતિ પર આધાર રાખે છે. પરંતુ શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં સમાયેલું એક સર્વમાન્ય સત્ય એ જરૂર છે કે તે જીવનને સંપૂર્ણતામાં પ્રકાશિત - પરિભાષિત કરે છે. આ સત્ય તેને સુનિશ્ચિત રીતે જીવનગ્રંથ જાહેર કરે છે. સત્ય તો એ પણ છે કે તે રાષ્ટ્રની સમસ્ત સીમાઓથી પર, વિશ્વમાનવની ધરોહર તરીકે એક વિશ્વગ્રંથ છે.

જ્યાં સુધી વાત દલીલ અને ચર્ચાની છે તો અલાહાબાદની નામદાર હાઈકોર્ટે શ્રીમદ્ ભગવદ્‌ગીતાની મહત્તા બતાવી. કેન્દ્રીય કાયદા મંત્રીએ તેને હિન્દુ ધર્મગ્રંથ બતાવ્યો. આ વાતમાં થોડીક અધૂરપ રહી ગઈ. ગીતા ધર્મગ્રંથ નહિ જીવનગ્રંથ છે. આ ગ્રંથમાં નથી ધાર્મિક રીત - રિવાજ અને નથી ધાર્મિક કર્મકાંડ. આમાં તો મહાન ગુરુ શ્રીકૃષ્ણ અર્જુનને વેદોથી પાર લઈ જાય છે. તેઓ કહે છે **'ત્રૈગુણ્ય વિષયા વેદાનૈસ્ત્રૈગુણ્યો ભવાર્જુન'** અર્થાત્ વેદ ત્રણ ગુણોની ચર્ચા કરે છે, કર્મકાંડની વાત કરે છે, તું તો ત્રિગુણની પાર થઈ જા અર્જુન ! જ્યાં સુધી વાત ધર્મગ્રંથની છે તો કુરાન અને બાઈબલ ધર્મગ્રંથ છે. ધર્મગ્રંથ પર ચર્ચા નથી થતી, પણ ગીતા પર ચર્ચા થાય છે. થવી પણ જોઈએ. આખી ગીતા શ્રીકૃષ્ણ અને અર્જુનની ચર્ચાથી જ તૈયાર થઈ. ગીતા વાસ્તવમાં જીવનનો, જીવનના દર્શનનો ગ્રંથ છે, જેનો કોઈ પંથ કે મજહબ નથી હોતો. આ પ્રસિદ્ધ મહાકાવ્ય મહાભારતનો અંતરંગ હિસ્સો છે. ભારતીય જીવન દર્શનની તમામ ધારાઓ ગીતામાં છે.

ગીતાના વક્તા શ્રીકૃષ્ણ છે અને જિજ્ઞાસુ છે અર્જુન. અર્જુન શ્રોતા નથી અને શ્રીકૃષ્ણ ઉપદેશક નથી. અર્જુન પ્રશ્ન - પ્રતિપ્રશ્ન કરે છે, શ્રીકૃષ્ણ સમાધાન આપે છે. તેમણે ગીતામાં પોતાને કપિલ જણાવ્યા. કપિલ મુનિ અનીશ્વરવાદી હતા. વિશ્વને પ્રકૃતિના ગુણો અને ચેતનનો ખેલ માનતા હતા. અહીં શ્રીકૃષ્ણએ પોતાને પીપળાનું વૃક્ષ, કલા - વિશેષજ્ઞ ચિત્રરથ, હિમાલય અને સમુદ્ર બતાવ્યા છે. તેમણે પોતાને જૂગટુંની રમત અને કામદેવ પણ કહ્યા છે. ગીતામાં યોગ છે. સાંખ્ય, ભક્તિ, પ્રકૃતિ અને ઢગલાબંધ દાર્શનિક સવાલો છે. તેથી ગીતા એક દિલચસ્પ યાત્રા છે. યાત્રા અનેક પ્રકારની હોય છે. એક યાત્રા સહેલ સપાટા છે - ફરવા ગયા, પ્રિય પર અટક્યા, અપ્રિય પર ખચકાયા. એક યાત્રા તીર્થાટન છે - ફર્યા પણ ખરા, મસ્તી પણ કરી, પરંતુ દર્શન પણ થયાં. ગીતામાં તીર્થાટન અને પર્યટન સાથેસાથે છે.

ગીતાની રચના વખતે સાંખ્ય દર્શનનો પ્રભાવ હતો જેમાં ઈશ્વર નથી અને પ્રકૃતિનાં તત્ત્વો જ ખેલ કરે છે. શ્રીકૃષ્ણ કહે છે - મેં સાંખ્યદર્શન - બુદ્ધિયોગના માધ્યમથી તને જ્ઞાન આપ્યું છે. અહીં ગીતામાં એક ખૂબ સરસ શબ્દનો પ્રયોગ થયો છે - વ્યવસાયાત્મિકા બુદ્ધિ. તેનું તાત્પર્ય અખંડ બુદ્ધિ - એકાગ્ર બુદ્ધિ સાથે છે. શ્રીકૃષ્ણ જણાવે છે - "હે પાંડુપુત્ર ! જે દૃઢપ્રતિજ્ઞ નથી, તેની બુદ્ધિ વિભક્ત છે. બુદ્ધિવિભક્ત લોકો વેદોનું ઉદ્ધરણ આપે છે, ફળની આસક્તિથી પૂજાપાઠ કરે છે. ઈન્દ્રિયભોગ પ્રત્યે આસક્ત રહે છે તેઓ મોહગ્રસ્ત થાય છે." વ્યવસાયાત્મિકા બુદ્ધિ વિશે આગળ 'મહાભારત'ના શાંતિપર્વમાં પણ આવ્યું છે. **'વ્યવસાયાત્મિકા બુદ્ધિર્મનોવ્યાકરણમ્'** બુદ્ધિ વ્યવસાયી છે - મન વ્યાકરણ છે. બુદ્ધિ સાર - અસાર, સાચા - ખોટાનો નિર્ણય લે છે અને મન આગળ ચાલે છે. મન ઈચ્છા કરે છે, બુદ્ધિ વિશ્લેષણ કરે છે.

પ્રકૃતિના ત્રણ ગુણ છે. આ બરાબર છે કે તે બરાબર છે - નો દ્વંદ્વ સંશય છે. તેમાંથી બહાર નીકળીને સ્વકેન્દ્રમાં આવવું જોઈએ. કર્મમાં અધિકાર છે પરંતુ ફળ પ્રકૃતિની બધી શક્તિઓના યોગથી આવે છે. મનુષ્ય ફળનું કારણ નથી. એટલા માટે આસક્તિનો ત્યાગ કરીને સમુચિત અને શ્રેષ્ઠ કર્મ

કરો. કેવી રીતે કરો ? ઉત્તર છે- **'બુદ્ધિયોગાદ્ ધનંજય'** બુદ્ધિયોગથી ધનંજય ! કારણ કે બુદ્ધિયુક્ત મનુષ્ય જ શુભ - અશુભ કર્મથી ઉપર ઊઠે છે. શ્રીકૃષ્ણ આગળ કહે છે - "બુદ્ધિયુક્ત કાર્યોથી જ ઋષિ-મુનિ કર્મફળ ચિંતાથી મુક્ત રહે છે." ગીતાનો યજ્ઞ ઋગ્વેદની પરંપરા છે. તે મનુષ્ય અને પ્રકૃતિ વચ્ચે સહકારનું અનુષ્ઠાન છે. યજુર્વેદમાં યજ્ઞને પ્રાર્થના છે - "હે યજ્ઞ ! જ્યાં સુધી આકાશ, પૃથ્વી, સાતેય સમુદ્ર અને દિશાઓ છે, ત્યાં સુધી બધી બાજુ અમે બધાં પ્રાણી ઊર્જા પામીએ છીએ." યજુર્વેદના ૪૦મા અધ્યાયના ૧૮ મંત્ર દાર્શનિક હોવાને કારણે પછીથી ઈશાવાસ્યોપનિષદ રૂપે સંકલિત કરવામાં આવ્યા. તેના પહેલા શ્લોકમાં **'તેન વ્યક્તેન ભુંજીથા'** ની ઉદ્દઘોષણા દ્વારા ત્યાગપૂર્વક ભોગ કરવાનો નિર્દેશ છે. ગીતામાં આ જ વાત 'યજ્ઞથી બચેલા ભાગના ભોગ' તરીકે દોહરાવવામાં આવી છે.

ગીતાનો ભાર સતત કર્મ પર છે. કૃષ્ણ જનકનું ઉદાહરણ આપે છે. જનક વગેરેને પણ કર્મથી પૂર્ણતા મળી. પછી જ્ઞાની માટે તેઓ કહે છે - "તેઓ કર્મમાં આસક્ત અજ્ઞાનીને વિચલિત ન કરે." જેમ અજ્ઞાની આસક્ત થઈને કર્મ કરે છે, તેમ જ્ઞાનીએ અનાસક્ત થઈને કર્મ કરવું જોઈએ કારણ કે **'યદ્યદાચરિત શ્રેષ્ઠસ્ય દેવેતરો જનઃ'** - જેવું આચરણ શ્રેષ્ઠ જન કરે છે, તેવું જ બીજા લોકો પણ કરવા લાગે છે. અસલી વાત છે પ્રકૃતિના ગુણોને સમજીને અનાસક્ત ભાવથી કર્મરત રહેવું. ગીતાકારની દૃષ્ટિ સામાજિક ભેદભાવ વિરુદ્ધ અણિયાળી છે કારણ કે સંભવતઃ ગીતા લખાઈ ત્યાં સુધીમાં ભેદભાવોની શરૂઆત થઈ ચૂકી હતી. શ્રીકૃષ્ણ કહે છે - "પંડિત જન જ્ઞાનને કારણે વિદ્વાન, બ્રાહ્મણ, ગાય, હાથી, કૂતરું અને ચંડાળને સમભાવે જુએ છે." એટલે કે મોટા ભાગના લોકો બ્રાહ્મણ - અબ્રાહ્મણમાં ફરક કરતા નથી. અહીં સમભાવથી જોવામાં 'સમદર્શિની' શબ્દનો પ્રયોગ ઉલ્લેખનીય છે.

ગીતાના જીવનદર્શને આખી દુનિયાને પ્રભાવિત કરી. તેનો પ્રભાવ ચીન અને જાપાનમાં પણ પડ્યો. ગીતાના ભાષ્યકાર જે.ડબલ્યૂ. હોઅરે લખ્યું છે - "આ સર્વ કાળોમાં બધી રીતે ધાર્મિક જીવન માટે પ્રામાણિક છે. આમાં ઈન્ડો - જર્મન ધાર્મિક ઈતિહાસના મહત્ત્વપૂર્ણ તબક્કાનું પ્રામાણિક નિરૂપણ છે." ડૉ. રાધાકૃષ્ણન્ અનુસાર "બૌદ્ધ ધર્મની મહાયાન શાખાના બે મુખ્ય ગ્રંથો 'મહાન શ્રદ્ધોપત્તિ' અને 'સદ્ધર્મ પુંડરીક' પર ગીતાનો પ્રભાવ છે. હૉપકિન્સનો મત છે કે "હવે કૃષ્ણ પ્રધાન રૂપે મળે છે, પણ ત્યાર પહેલાં તે વિષ્ણુ પ્રધાન કવિતા હતી અને એનાથી પણ પહેલાં નિઃસંપ્રદાય રચના."

માર્ક્સવાદી ચિંતક ડૉ. રામવિલાસ શર્માએ ગીતાના બીજા અધ્યાયની પ્રશંસા કરી છે. સૌથી પ્રભાવશાળી અંશ એ છે જ્યાં સ્થિતપ્રજ્ઞ યોગીનું વર્ણન છે, **'દુઃખેષ્વનુદ્વિગ્મનાઃ સુખેષુ વિગતસ્પૃહઃ'** અર્થાત્ દુઃખમાં ઉદ્વિગ્નતા નહિ, સુખમાં સ્પૃહા (પ્રીતિ) નહિ. આ ધારણાના પડઘા યુરોપમાં દૂર દૂર સુધી સંભળાય છે. અહીં ડૉ. શર્માએ શેક્સપિયરના 'હેમલેટ' નું ઉદાહરણ આપ્યું છે. હેમલેટ પણ વિષાદગ્રસ્ત છે. તેઓ લખે છે, "રોમન સામ્રાજ્યના દિવસોમાં આવી ધારણાઓ ભારતથી ઈટાલી પહોંચી હતી. પછી યુરોપના પુનર્જાગરણ કાળમાં તે ઈટાલીથી ઈંગ્લેન્ડ પહોંચી. તેનો એક સ્રોત મહાભારતમાં ગીતા હતો." આ રીતે દાર્શનિક સ્તર પર ગીતાનું આંતરરાષ્ટ્રીય મહત્ત્વ છે. ગીતા આસ્થાની સાથેસાથે વિવેક જગાવે છે. ગીતાના રચનાકાળ સુધી વેદ આસ્થા બની ચૂક્યા હતા. શ્રીકૃષ્ણ યોગની મહત્તા બતાવે છે - "અર્જુન ! તારી બુદ્ધિ વેદો દ્વારા પ્રક્ષિપ્ત થઈ ગઈ છે. યોગ સાધનાથી તે બરાબર થશે." અહીં વેદ સહિત તમામ ધાર્મિક કર્મકાંડોનો લાભ યોગથી ઓછો બતાવ્યો છે. ગીતાનું વિશ્વરૂપ રૂપક ઋગ્વેદના પુરુષસૂક્ત રૂપકની પરંપરા છે. વ્યક્ત અને અવ્યક્ત સિદ્ધાંત પણ ઋગ્વેદના છે. ગીતાની કાળ અવધારણા અથર્વવેદની છે. આમ છતાં ગીતાકારે રૂઢિ બની ગયેલા કર્મકાંડને પૂર્ણ સાહસ સાથે કાપ્યા છે.

જેવી રીતે બધાં દર્શન, ધર્મનું અતિક્રમણ કરે છે, તેવી જ રીતે ગીતા પણ **'સર્વધર્માન પરિત્યજ્ય'** ની ઘોષણા સાથે ધર્મનું અતિક્રમણ કરતાં જીવનને પરિભાષિત, પ્રકાશિત કરે છે. ત્યારે જ તો ધર્મની સીમાઓ કોઈના ગીતાપ્રેમમાં બાધક બની શકી નથી. ધર્મને જીવનની વ્યાપકતામાં વિલીન કરનાર આવા જ એક ગીતાપ્રેમી થયા છે - પંડિત મૌલાના ડૉ. વશીરુદ્દીન શાહજહાંપુરી. સંસ્કૃત, અરબી, ફારસી, હિન્દી, ઉર્દૂ અને અંગ્રેજી પર તેમનું પૂર્ણ આધિપત્ય હતું. મૌલાના સાહેબનો જન્મ શાહજહાંપુરના થાનાકલા ગામમાં થયો હતો. તેમણે બનારસ હિન્દુ વિશ્વવિદ્યાલયમાંથી સંસ્કૃત અને અલીગઢ મુસ્લિમ વિશ્વવિદ્યાલયમાંથી અરબીનું ઉચ્ચ સ્થાન મેળવ્યું. પીએચ.ડી.ની પદવી મેળવ્યા પછી તેમણે હદીસ, કુરુઆન, વેદો અને ગીતાનું ગૂઢ અધ્યયન કર્યું. તેને લગતાં હજારો બીજાં પુસ્તકો વાંચ્યા પછી તેમણે સંસ્કૃતમાં કુરાન અને અરબીમાં ગીતાનો અનુવાદ કર્યો. આ બંને ગ્રંથો પર આ પ્રકારનો આ પહેલો અનુવાદ છે.

ડૉ. વશીરુદ્દીન શાહજહાંપુરી ઘણીબધી કુરાનની આયતો પર વ્યાખ્યાન આપતી વખતે તેની સાથે મળતા આવતા ગીતાના શ્લોકોની સમીક્ષા કરતા રહેતા હતા. તેઓ કહેતા હતા કે ગીતા અને કુરાનના ૯૦ ટકા ઉપદેશ એકસરખા છે. તેમનું એમ પણ કહેવું હતું કે ગીતાને ધર્મ અને મજહબના દાયરાની બહાર રાખીને માનવીય જીવનના પ્રકાશમાં વાંચવી અને સમજવી જોઈએ. એવું કરી શકાય તો અનુભવ થઈ શકશે કે ગીતા ખરેખર માનવીય સમજ અને જીવનને રોશન કરે છે. પંડિત મૌલાના વશીરુદ્દીનનું નિધન ૯૫ વર્ષની ઉંમરે ૧૨મી ફેબ્રુઆરી ૧૯૮૮ના રોજ થયું. મૃત્યુના થોડા સમય પહેલાં સુધી તેમની ચિંતા એ જ હતી કે સુવિચાર - સદ્‌વિચાર ગમે ત્યાં કેમ ન હોય, તેને ગ્રહણ કરવો જોઈએ અને અપનાવવો જોઈએ. શ્રીમદ્ ભગવદ્‌ગીતાને તેઓ ભારતવર્ષની રાષ્ટ્રીય ધરોહર માનતા હતા. તેમનું કહેવું હતું કે આ પવિત્ર ગ્રંથમાં એ તમામ તત્ત્વ અને તમામ સત્ય છે જે માનવ જીવનનું સમ્યક્ જ્ઞાન કરાવે છે.

ગીતામાં જીવનનું વિજ્ઞાન છે, જીવન જીવવાની કલાનું પ્રશિક્ષણ છે. તેનાથી કોઈએ ક્યારેય વંચિત ન રહેવું જોઈએ. તેઓ કહેતા હતા કે આ કેવી વિડંબના છે કે આપણી પાસે પ્રકાશ છે અને આપણે અંધારામાં ખોવાયેલા છીએ. આવું કોઈ પણ ભોગે ન થવું જોઈએ. પોતાના ઘડપણમાં તેઓ સમાજના દર્દને બહુ ઊંડાણપૂર્વક અનુભવતા હતા. તેઓ વારંવાર કહેતા હતા કે આપણા દેશના ફકીરોએ, સંતોએ, સાધુઓએ ગામેગામ ફરી-ફરીને, ઘરે-ઘરે જઈને લોકોને જીવન જીવવાની રીતો શીખવી છે. આજે આની જરૂર પહેલાં કરતાં પણ ઘણી વધારે છે. આજના સમયમાં ગીતાનું જ્ઞાન ઘરે ઘરે, બારણે-બારણે જઈને વહેંચાતું હોત તો સારું હતું. બધા લોકોને સમજાવવામાં આવત કે જ્ઞાની એ જ છે જે સમદર્શી છે. શ્રીકૃષ્ણએ અર્જુનને વિષાદમાંથી, અવસાદમાંથી ઉગારીને કર્મપથ પર ચલાવ્યો હતો. આજે પણ આની જ જરૂર છે. અસંખ્ય લોકો નિરાશામાં ડૂબેલા રહીને પોતાના કર્ત્તવ્યની અવહેલના કરી રહ્યા છે. તેમને શ્રમ, સંઘર્ષ, કર્મ, કર્ત્તવ્ય અને સૌથી વધારે અનાસક્તિ અને નિષ્કામતાના પાઠ ભણાવવા જરૂરી છે.

આગ્રહોથી લોકો બંધાયેલા છે, આસક્તિઓએ તેમને જકડી રાખ્યા છે. સંકુચિતતાની સાંકળોએ તેમની ચેતના અને ચિંતનને બાંધી દીધાં છે. ગીતાનું ચિંતન તેમને આમાંથી મુક્ત કરી શકે છે. આ ચિંતન, ગીતાનો આ જીવન પ્રબોધ તેમના સુધી પહોંચાડવો જોઈએ. પંડિત મૌલાના વશીરુદ્દીનની વાતો આજના સમયમાં ક્યાંય વધારે સામયિક થઈ ગઈ છે. વિચિત્રતા છે, વિડંબના છે જ્યારે કોઈ સારી વાત હોય છે તો તેને આપણે ધર્મ અને મજહબના નામે અસ્વીકારવા લાગીએ છીએ. તેને રાજકીય શતરંજ કે રાજનીતિની માયાજાળમાં ગૂંચવાવી દઈએ છીએ. આ ગૂંચવણોને બાજુ પર રાખીને ગીતાની રોશની ચારે કોર વિખેરવાની જરૂર છે. સમયનાં પગલાં પણ કંઈક આવું જ કહી રહ્યાં છે. હમણાં થોડાક જ દિવસ પહેલાં મુંબઈ શહેરની બાર વર્ષની એક મુસ્લિમ છોકરીએ અહીં ભગવદ્‌ગીતા પર આધારિત એક સ્પર્ધા જીતી લીધી છે. શહેરની પાસે મીરા રોડ વિસ્તારમાં છઠ્ઠા ધોરણની વિદ્યાર્થિની મરિયમ આસિફ સિદ્દકીએ સ્પર્ધામાં સામેલ ૪૫૦૦ વિદ્યાર્થી - વિદ્યાર્થિની વચ્ચે આ જીત મેળવી. તેને ગીતાના શિક્ષણને સ્પષ્ટ કરવા માટે આંતરશાળાકીય સ્પર્ધામાં પ્રથમ પુરસ્કાર મળ્યો.

આ ઘટના એવા સમયમાં તાજી હવાની લહેરખીની જેમ આવી છે, જ્યારે ગીતાને લઈને નેતાઓએ વિવાદી ટિપ્પણીઓ કરવાનું શરૂ કર્યું છે. મરિયમ કૉસ્મોપોલિટન હાઈસ્કૂલમાં ભણે છે અને તેણે ઈસ્કોન ઈન્ટરનેશનલ સોસાયટી દ્વારા આયોજિત 'શ્રીમદ્‌ભગવદ્‌ગીતા ચૅમ્પિયન લીગ' માં ભાગ લીધો. આ સ્પર્ધામાં લગભગ ૧૯૫ શાળાઓએ ભાગ લીધો હતો. તેમાં પ્રથમ પુરસ્કાર મેળવનાર મરિયમે કહ્યું કે તે ગીતાથી શીખી કે માનવતા દુનિયાનો સૌથી મોટો ધર્મ છે. તેણે કહ્યું, "ભગવદ્‌ગીતા વાંચવાનું બહુ મજેદાર છે કારણ કે તેમાં મને જીવન વિશે ઘણીબધી જાણકારી મળી." મરિયમે એક શેરના માધ્યમથી કહ્યું, "શું મુઠ્ઠીભર ધર્મના ઠેકેદારો અને રાજનેતાઓને જ વાત નથી સમજાતી કે નારિયેળ હિન્દુ અને ખજૂર મુસલમાન નથી હોતું. એ માત્ર ફળ છે જેનો હર કોઈ ઉપયોગ કરે છે. બસ એવી જ રીતે ગીતા જીવનગ્રંથ છે. તે પ્રત્યેક મનુષ્ય માટે છે. તેના અધ્યયનથી પ્રત્યેક મનુષ્ય પોતાનું જીવન વ્યવસ્થિત કરી શકે છે." મરિયમના પિતા આસિફનું કહેવું છે કે અમે બહુ ખુશ છીએ. આપણે સૌએ આપણાં બાળકોને એ જ શીખવવું જોઈએ કે જીવનનો સાચો રસ્તો બતાવનાર જીવનનો સાચો રસ્તો શીખવનાર આ પુસ્તકનું અધ્યયન કરે. તેને જીવનગ્રંથ રૂપે પોતે અપનાવે અને બીજાને તે અપનાવવામાં મદદ કરે. *

# ઉત્તિષ્ઠત્ જાગ્રત્ પ્રાપ્ય વરાન્નિબોધત્



વર્તમાનની ક્ષણ અમૂલ્ય છે, તેની કિંમતની ગણતરી કરવાનું હર કોઈ માટે સરળ નથી, સંભવ નથી. પરંતુ આ કીમતી ક્ષણ પળેપળ મુઠ્ઠીમાં ભરેલી સૂકી રેતીની જેમ સરકી જાય છે, નદીઓમાં વહેતા જળની જેમ વહેતી રહે છે. વાયુની જેમ નિરંતર પ્રવાહમાન છે, તેમાં સ્થિરતા નથી. સામાન્ય રીતે આપણે પણ વર્તમાનની ક્ષણોનો અનુભવ નથી કરી શકતા અને આપણને વીતી ગયેલો સમય સામાન્ય જેવો લાગે છે. સમય સરતો રહે છે અને જોતજોતામાં ઘણોબધો સમય વીતી જાય છે. ક્યારે બાળપણ વીત્યું, ક્યારે યુવાની ઢળી અને ઘડપણ આવી ગયું, જોતા જ રહી જવાય છે.

વર્તમાનની ક્ષણ કોઈક માટે ભારે હોય છે, કોઈક માટે સરળ અને સુખદ, કોઈક માટે દુઃખભરી અને કોઈક માટે કઠિન. પરંતુ આ બધું છતાં વર્તમાન કોઈના માટે રોકાતો નથી. ભલેને કોઈ કહેતું હોય કે આ સમય કપાતો નથી, ખબર નહિ કેવી રીતે વીતશે, તેમ છતાં સમય નીકળી જ જાય છે. એ સાચું છે કે પડકારપૂર્ણ સમય વિતાવવાનું કષ્ટ આપે છે, મુશ્કેલીથી વીતે છે પરંતુ એ પણ પસાર થઈ જાય છે.

વર્તમાન હંમેશાં સુંદર હોય છે, પરંતુ આપણે જ તેની સુંદરતાને જોઈ શકતા નથી, તેની ઉપયોગિતા સમજી શકતા નથી અને નથી તેનો કોઈ ઉપયોગ કરી શકતા; કારણ કે આપણે આપણને પોતાને તેનો ઉત્તમ ઉપયોગ કરવા માટે તૈયાર નથી કર્યા હોતા. આપણી અંદર વર્તમાનની ક્ષણોનો ઉપયોગ કરવાની ચેતના જાગ્રત નથી થતી. તેનું મહત્ત્વ આપણને ત્યારે ખબર પડે છે જ્યારે એ સમય આપણા હાથમાંથી નીકળી જાય છે.

ટેલીવિઝન પર ઘણુંખરું કોઈક સ્પર્ધામાં આ વાક્ય આપણે સૌ સાંભળીએ છીએ, "આપનો સમય શરૂ થાય છે હવે.' જ્યારે સવાલ વ્યક્તિને પૂછવામાં આવે છે અને તે તેનો તરત જવાબ આપી શકતી નથી તો તેને સમય આપવામાં આવે છે. (જેમ કે ૩૦ સેકંડ કે ૧૫ સેકંડ કે બીજો કોઈ નિર્ધારિત સમય). આ સમયમર્યાદામાં તેણે પોતાની જાણકારીઓને ઢંઢોળીને, સ્મૃતિઓની ગલીઓમાં ફરીને સાચો ઉત્તર શોધવાનો હોય છે. તે વખતે પ્રત્યેક વીતતી ક્ષણ અનંતકાળ જેવી લાગે છે. દર્શક પણ પોતાના શ્વાસ થંભાવીને તેની સાથે એકાકાર થઈ જાય છે. એ નિર્ધારિત સમયમર્યાદામાં વ્યક્તિ અને દર્શકોની જે સજગતા જન્મે છે તે અમૂલ્ય હોય છે.

આટલી સજગતા જીવનમાં સામાન્ય રીતે ઉત્પન્ન નથી થતી, સમયનો આ તીવ્ર અહેસાસ હંમેશાં વ્યક્તિની સાથે નથી હોતો, ક્યારેક ક્યારેક જ તે તેનો અનુભવ કરી શકે છે. સજગતા, તન્મયતા, એકાગ્રતામાં બંધાયેલો એ સમય દર્શકોના મનને એવી રીતે બાંધી લે છે કે ખબર જ નથી પડતી કે ક્યારે કેટલો સમય વીતી ગયો, આમ તો કષ્ટ - તકલીફ અને કંટાળાની પાંચ મિનિટ વિતાવવાની મુશ્કેલ હોય છે, પરંતુ સજગતામાં એ પાંચ મિનિટ ક્યારે સરકી જાય છે તેનો અહેસાસ જ નથી થઈ શકતો. લાગે છે કે સમય કેટલી ઝડપથી વીતી રહ્યો છે, જ્યારે એવું થતું નથી. સમયની ગતિ સદૈવ એકસરખી હોય છે, અંતર માત્ર મનઃસ્થિતિનું હોય છે.

જ્યારે પણ આપણા મનમાં લક્ષ્ય પ્રત્યે પૂર્ણ સજગતા હોય છે, તે વખતે મન તલ્લીનતા સાથે, તીવ્રતા સાથે કાર્ય કરે છે અને જ્યારે એ તલ્લીનતા આપણી સાથે નથી હોતી, ત્યારે એક એક મિનિટ વિતાવવાનું બહુ ભારે પડે છે. આ જ કારણ છે કે મનોરંજનમાં, વાતચીતમાં આપણે આપણો ઘણો બધો સમય વિતાવી દઈએ છીએ જ્યારે મન ન લાગવાથી પરાણે કોઈ કાર્ય કરવામાં સમય જોતા રહીએ છીએ, પળોનો હિસાબ રાખીએ છીએ. તેવી રીતે જ્યારે નશાની બેહોશી હોય છે, ગાઢ ઊંઘ હોય છે ત્યારે પણ સમય પસાર થવાનો અહેસાસ નથી થતો કારણ કે ત્યારે પણ મન ક્યાંક લીન હોય છે અને મન વીતતા સમયનો અહેસાસ નથી કરી શકતું.

સામાન્ય રીતે આપણે સમયનો બરાબર ઉપયોગ કરી શકતા નથી, તેને ગુમાવીએ છીએ. સમયને જીવતા નથી, જ્યારે જીવનની પ્રત્યેક ક્ષણ સ્પર્ધા માટે નિર્ધારિત સમય

જેટલી જ બહુમૂલ્ય હોય છે. બસ ફરક એ હોય છે કે સ્પર્ધા દરમિયાન આપણે સમયની મર્યાદાની અંદર કામ કરીએ છીએ અને બીજા સમય દરમિયાન સીમામુક્ત સમયમાં કામ કરીએ છીએ.

સામાન્ય જીવનમાં પણ સમયને જો સીમામાં બાંધીને કાર્ય કરવામાં આવે તો આપણે સમયની પાબંદીને સમજી શકીએ છીએ. આપણી કાર્યક્ષમતા અને કાર્યકુશળતાને જાણી શકીએ છીએ અને આપણા વર્તમાનનો સાચો ઉપયોગ કરી શકીએ છીએ; કારણ કે વર્તમાન જ છે, જ્યાંથી આપણે આપણી શરૂઆત કરી શકીએ છીએ, સ્વયંને નિખારી શકીએ છીએ પરંતુ વર્તમાનમાં કાર્ય કરવા માટે ભવિષ્યને સારી રીતે નિહાળવાની અને ભૂતકાળમાંથી સબક શીખવાની કલા આવડવી જોઈએ, ત્યારે આપણે વર્તમાનમાં આપણાં કદમ સાચી દિશામાં આગળ વધારી શકીએ છીએ.

વર્તમાનમાં આગળ વધવા માટે અનેક રસ્તા હોય છે. અસમંજસમાં વ્યક્તિ આગળ વધી શકતી નથી, અટકી જાય છે, પરંતુ વર્તમાનની ક્ષણ આગળ વધી જાય છે. કાળ પ્રત્યેક વ્યક્તિને પ્રત્યેક ક્ષણે નવો વર્તમાન આપે છે, અવસર આપે છે. જે સાચા માર્ગને પસંદ કરે છે, અવસરનો સાચો લાભ ઉઠાવે છે અને યુક્તિ સાથે કાર્ય કરે છે તેને વર્તમાન સફળતા રૂપે પુરસ્કૃત કરે છે. જીવનમાં સફળતા મેળવનાર મોટા ભાગના લોકોનું એવું કહેવું છે કે ભૂતકાળમાંથી સબક શીખો, વર્તમાનમાં જીવો પરંતુ ભવિષ્ય પ્રત્યે સજગ રહો કારણ કે આ જ ભવિષ્ય એક દિવસ વર્તમાન બનીને આપણી સામે ઊભું રહેશે.

તો શું આપણે એક ક્ષણ માટે અટકીને એ વિચારી શકીએ છીએ કે આપણે આપણા માટે કેવું ભવિષ્ય ઈચ્છીએ છીએ ? અને વર્તમાનમાં તેના માટે શું પ્રયાસ કરી રહ્યા છીએ ? આમ વિચારવું અને આપણા ભવિષ્યને કોઈક ધરાતલ પર જોવું એ જ આપણા લક્ષ્યને નિર્ધારિત કરે છે કે આપણે કઈ દિશામાં જવું છે અને આપણા વર્તમાનમાં કેવા પ્રકારના પ્રયાસ કરવાના છે. જો વર્તમાન આપણને અનુકૂળ નથી, સારો નથી તો ફક્ત અકળામણથી, મન મારવાથી કામ થવાનું નથી.

આજે ચીજો કેવી છે એ જોવાને બદલે એ જોવું જરૂરી છે કે તે ભવિષ્યમાં કેવી થઈ શકે છે ? આવું કરવા માટે કલ્પના શક્તિ જરૂરી છે. આનાથી પ્રત્યેક ચીજ કીમતી બની જાય છે. એક સારો ચિંતક હંમેશાં એ વાતની કલ્પના કરી લે છે કે તે આગળ શું કરી શકે છે ? તે વર્તમાનમાં રહે છે જરૂર, પરંતુ તેમાં ગૂંચવાતો નથી. દુનિયાને એ લોકોએ જ કંઈક આપ્યું છે, જેઓ 'શું છે ને બદલે શું થઈ શકે છે'ના સૂત્ર પર ચાલનારા રહ્યા.

ચાહે હાર હોય કે જીત, જે વર્તમાનની ક્ષણો સાથે જોડાવાની કોશિશ કરે છે, તે ત્યાં જ અટકી જાય છે. એટલા માટે તેની સાથે જોડાવાને બદલે ઉપયોગ કરતાં શીખવું જોઈએ, અટકવાને બદલે, રોકાવાને બદલે આગળની બાજુ જોતાં નિરંતર આગળ વધતા રહેવું જોઈએ. એટલા માટે તો સ્વામી વિવેકાનંદનું યુવકો માટે આદર્શ વાક્ય એ હતું કે **'ઉત્તિષ્ઠત્ જાગ્રત્ પ્રાપ્ય વરાન્નિબોધત્'** અર્થાત્ ઊઠો, જાગો અને જ્યાં સુધી લક્ષ્ય પ્રાપ્ત ન કરી લો ત્યાં સુધી અટકો નહિ. *

*ચંદનગઢનો રાજા અતિ શક્તિસંપન્ન હતો. તેનું રાજ્ય દૂર દૂર સુધી ફેલાયેલું હતું પરંતુ રાજ્યના વિસ્તારની ચાહતમાં તેણે અનેક નાનાં રાજ્યોને પદદલિત કર્યાં હતાં. જેના કારણે તેના શત્રુઓની સંખ્યા પણ ઓછી ન હતી. અવારનવાર તેના પર પ્રાણઘાતક પ્રહાર થતા રહેતા હતા. તેણે પોતાની સમસ્યા કુલગુરુ સમક્ષ રજૂ કરી. તેઓ બોલ્યા, "રાજન્ ! રાજાની કીર્તિ રાજ્યના ક્ષેત્રફળથી નહિ પણ ત્યાં રહેતી પ્રજાની આત્મિક સંતુષ્ટિથી નક્કી થાય છે. તું ધર્મિષ્ઠ જીવન જીવ, પ્રજાના હિત માટે કાર્ય કર, બધાને રોજગાર આપ, તેમના શિક્ષણ - સ્વાસ્થ્ય અને સમગ્ર વિકાસ માટે યોજનાઓનો અમલ કર, તો તું શત્રુઓની જગ્યાએ હિતેચ્છુઓથી સ્વયંને સુરક્ષિત પામીશ. વિશ્વવિજેતાના સ્થાને પ્રજાવત્સલ કહેવડાવ, એમાં જ તારું કલ્યાણ છે." આ સાંભળીને રાજાના જીવનનો માર્ગ બદલાઈ ગયો.*

# ધર્મપથ પર દૃઢતાથી ચાલવાનો સમય

સૂર્યનાં અરુણ કિરણોએ હિમાલયના શ્વેત હિમશિખરોને સ્પર્શીને લાલ વર્ણનાં કરી નાંખ્યાં હતાં. પક્ષીઓએ પ્રભાતનો પોતાનો પ્રથમ આલાપ ગાઈ લીધો હતો. હિમાલયનાં પ્રાંગણમાં અરુણોદય દિવ્ય અને દેવદુર્લભ લાગી રહ્યો હતો. આ દરમિયાન એક અસામાન્ય આકાશી ઘટનાએ સૌને ચોંકાવી દીધા. ચોંકવાનું કારણ એ હતું કે સૂર્ય સમ પ્રકાશિત પ્રચંડ તેજપુંજ ધીરે ધીરે પાસે આવી રહ્યો હતો. આ વિસ્મયકારી ઘટનાથી સપ્તર્ષિ, દેવ, યક્ષ, કિન્નર, ગંધર્વ બધા વિસ્મિત હતા. પ્રકાશપુંજ સ્પષ્ટ થવા લાગ્યો. આ પ્રકાશપુંજની મધ્યમાં દેવ અને ઋષિઓ માટે દુર્લભ ઋષિ અગસ્ત્ય હતા. આ પ્રકાશપુંજ તેમની દુર્ધર્ષ, અદ્ભુત અને પ્રચંડ તપસ્યાનું પરિણામ હતો.

ઋષિ અગસ્ત્યએ જ્યારથી પંચભૌતિક દેહનો ત્યાગ કરીને દિવ્ય દેહ ધારણ કર્યો હતો, ત્યારથી તેઓ બધા માટે અગમ્ય અને અગોચર થઈ ગયા હતા. તેમણે દિવ્ય દેહથી પોતાના માટે એક દિવ્ય લોકનું નિર્માણ કર્યું હતું. તેમનો આ લોક બધી રીતે અપૂર્વ, આશ્ચર્યજનક અને અગમ્ય હતો. ત્યાં વિભૂતિસંપન્ન દેવતા પણ ઋષિ અગસ્ત્યની ઈચ્છા વિરુદ્ધ પ્રવેશ કરી શકતા ન હતા. આવું એટલા માટે હતું કારણ કે ઋષિ અગસ્ત્યની પ્રચંડ તપસ્યાના પ્રકાશ અને તાપને ધારણ કરવા માટે તેમની પાસે ધારણશક્તિનો અભાવ હતો.

ઋષિ અગસ્ત્યના દિવ્ય લોકમાં સહજ પ્રવેશ કેવળ દેવાધિદેવ મહાદેવ માટે જ સંભવ હતો. તેઓ જ ઈચ્છાનુરૂપ આવાગમનની શક્તિ ધરાવતા હતા. ભગવાન વિષ્ણુ અને પરમપિતા બ્રહ્મા પણ અગસ્ત્યના આહ્વાન પર જ ત્યાં પધારતા હતા. પોતાના આ અપૂર્વ લોકમાં ઋષિ અગસ્ત્ય અખિલ સૃષ્ટિના કલ્યાણકારી પ્રયોગોમાં સંલગ્ન રહેતા હતા. તેઓ વર્તમાન સમયમાં અધર્મના પ્રતીક અસુરોની અનર્થકારી શક્તિઓ સામે ઝઝૂમવા તથા ધર્મના પ્રકાશ અને સત્યની પ્રતિષ્ઠા માટે આવશ્યક યોજના બનાવવામાં વ્યસ્ત હતા. અસુરોએ આખી સૃષ્ટિને પોતાની માયાના અંધકારથી ઢાંકી રાખી હતી. અંધકારનાં આ ગાઢ પડોને કેવી રીતે ભેદવામાં આવે અને કેવી રીતે સૃષ્ટિ અને ખાસ કરીને ધરતીમાં ધર્મરૂપી પ્રકાશનું અવતરણ કરવામાં આવે, આ જ વિશિષ્ટ યોજનામાં તેઓ સંલગ્ન હતા.

સપ્તઋષિઓના અનુરોધ અને આહ્વાન પર સમુદ્રપાન કરનાર ઋષિ અગસ્ત્યએ હિમાલયની વિશિષ્ટ સભામાં ઉપસ્થિત થવાની સંમતિ આપી દીધી હતી અને આમ તેઓ પધારવાથી બધા અત્યંત પ્રસન્ન હતા. તેમના આ રીતે ઉપસ્થિત થવાથી સૌ તેમની અભ્યર્થના માટે ઊભા થઈ ગયા. આ દરમિયાન સૂર્યસમ તેજસ્વી ઋષિ અગસ્ત્ય બધાની વચ્ચે પ્રકટ થઈ ગયા. આવતાં જ તેમણે સૌથી પહેલાં બ્રહ્મર્ષિ વશિષ્ઠ અને બ્રહ્મર્ષિ વિશ્વામિત્ર સામે જોઈને હાથ જોડ્યા. સપ્તઋષિઓનું અભિવાદન કર્યું. પછી તેમણે બંને બ્રહ્મર્ષિ વશિષ્ઠ અને વિશ્વામિત્ર તરફ જોતાં કહ્યું, "આપ બંને તો જાણો છો વર્તમાન સમય અત્યંત સંવેદનશીલ અને પડકાર ભરેલો છે. ધર્મ અને અધર્મ વચ્ચેનો સંઘર્ષ પોતાની ચરમસીમાએ છે. અધર્મ રૂપી અસુર પોતાના અસ્તિત્વની રક્ષા માટે તમામ મર્યાદાઓ અને વર્જનાઓને કામે ન લગાડીને નગ્ન નૃત્ય કરી રહ્યા છે. તેઓ અત્યંત ઉચ્છૃંખલ અને અનિયંત્રિત થઈ ગયા છે. આ દુરાવસ્થામાં ધર્મ ઘોર સંકટમાં પડી ગયો છે."

આમ કહેતાં ઋષિ અગસ્ત્ય જાણે જ્ઞાન સમાધિમાં પ્રવેશ કરીને તેના સમાધાનનાં સૂત્ર નિહાળવા લાગ્યા. થોડીક ક્ષણો બાદ તેમના મુખમાંથી ધર્મના મહિમાના સ્વર પ્રસ્ફુટિત થયા, તેઓ બોલ્યા, "ધર્મ સંકટમાં અવશ્ય દેખાય છે પરંતુ આ સંકટમાંથી તે વધારે પ્રખર અને શક્તિશાળી થઈને નીકળે છે. આમાં વાર ભલેને લાગે પરંતુ અંતિમ વિજય તો ધર્મનો જ થાય છે. ધર્મ તો ગંગાનો પવિત્ર પ્રવાહ છે, જેનો સ્પર્શ અંતઃકરણમાં નિર્મળતાનો શીતળ અહેસાસ જગાવે છે. પોતાના સ્પર્શથી બીજાને નિર્મળ કરનાર ધર્મ પોતે મલિન કેવી રીતે હોઈ શકે છે ? તે ભલા ભ્રષ્ટ કેવી રીતે થઈ શકે છે ? વિધર્મીઓ, અધર્મીઓ દ્વારા ધર્મને નષ્ટ કરનાર ઉદ્ધત ઉદ્યમ ભલા કેવી રીતે સંભવ બની શકે છે ? આ બાબતમાં શંકા-કુશંકા કરનારે એમ સમજવું જોઈએ કે

ધર્મની સાથે ફક્ત ઊભા રહેવાનું છે, બાકીનું બધું તો ધર્મ જ કરી દેશે."

ઋષિ અગસ્ત્ય બોલી રહ્યા હતા અને સપ્તઋષિ તથા અન્ય દેવ ગંધર્વ વગેરે તેમને મંત્રમુગ્ધ થઈને ફક્ત સાંભળી જ રહ્યા ન હતા પરંતુ તેમના અંતસ્માં ધર્મના બળનો સંચાર પણ થઈ રહ્યો હતો. ઋષિ અગસ્ત્ય આગળ બોલ્યા, "અધર્મને પોતાની શક્તિઓ પર વિશ્વાસ હોય છે. તેને પોતાના અહંકાર પર ભરોસો હોય છે. શક્તિ અને અહંકારથી ચૂર તે વિચારે છે કે તે જ વિધાતા છે, તે જ ઈશ્વર છે, તે જ આ સૃષ્ટિનો સર્જનહાર છે. ધર્મને તે એટલા માટે પડકાર આપતો ફરે છે કે સદાય સંકટથી ઘેરાયેલા રહેનારનું અંતિમ પરિણામ ભલા કેવું હશે ? તે વિચારે છે કે ધર્મ આ સંકટમાં ઘેરાઈને સમાપ્ત થઈ જશે. તે ભૂલી જાય છે કે અંતિમ વિજય ધર્મના નામે થવાનું સુનિશ્ચિત જ નહિ અવશ્યંભાવી પણ છે. તે પોતાની તાત્કાલિક જીતને સર્વોપરિ માનીને ભવિષ્યમાં પણ આવી કામના અને કલ્પના કરે છે અને આ વમળમાં અધર્મનો વિનાશ અને પતન થવાનું સુનિશ્ચિત થઈ જાય છે."

આ દરમિયાન બ્રહ્મર્ષિ વશિષ્ઠે કહ્યું, "હવે પ્રશ્ન છે કે જન-જનમાં ધર્મ પ્રત્યે આસ્થા અને અધર્મ પ્રત્યે અનાસ્થા કેવી રીતે ઉત્પન્ન કરવામાં આવે, કારણ કે અધર્મના અંધકારથી આખી સૃષ્ટિ પરાભૂત થઈ ઊઠી છે." બ્રહ્મર્ષિનો આ પ્રશ્ન સાંભળીને ઋષિ અગસ્ત્યએ સહજતાપૂર્વક કહ્યું, "અધર્મ પ્રત્યે લોકોની આસ્થાનું કારણ એ તત્ત્વ છે જે સામાન્ય જનના મનમાં ધર્મ પ્રત્યે સંદેહ અને કુશંકાને જન્મ આપે છે. આ અશુદ્ધ કરનારાં તત્ત્વ છે - ખોટો વ્યવહાર, ખોટી માન્યતાઓ વગેરે. આ વ્યવહાર અને માન્યતાઓને દૂર કરી દેવામાં આવે તો ધર્મ ફક્ત શુદ્ધ જ નહિ થઈ જાય પરંતુ તે જન-જનની આસ્થાનું કેન્દ્ર પણ બની જશે."

બ્રહ્મર્ષિ વિશ્વામિત્રએ કહ્યું, "ધર્મના તત્ત્વની શોધ કેવી રીતે કરવી ?" ઋષિ અગસ્ત્યએ કહ્યું, "હે બ્રહ્મર્ષિ ! આપ તો એ સત્યથી સુપરિચિત છો, હા, જો મારી પાસે સાંભળવા માગતા હો તો વાત એ છે કે ધર્મના તત્ત્વની ખોજ તો સ્વયંની ખોજમાં પૂરી થાય છે. સ્વયંનો સાથ મળવાથી ધર્મ આપોઆપ જ મળી જાય છે. આ તત્ત્વ શાસ્ત્રોમાં નથી. શાસ્ત્રોમાં તો જે છે તે ફક્ત સંકેત છે. ધર્મગ્રંથોમાં જે લખ્યું છે, તે તો બસ ચંદ્રમા તરફ ઈશારો કરતી આંગળી માત્ર છે. જે એ આંગળીને ચંદ્રમા સમજવાની ભૂલ કરે છે, તે આંગળીને તો પકડી લે છે, પણ ચંદ્રમાને કાયમ માટે ખોઈ નાંખે છે. ધર્મ નથી શાસ્ત્રોમાં અને નથી સંપ્રદાયોમાં. ધર્મનું તત્ત્વ તો નિજની અત્યંત નિજતામાં છે. તેના માટે સ્વયંની બહાર નહિ, ભીતર ચાલવાનું આવશ્યક છે."

ઋષિ અગસ્ત્ય બોલ્યા, "ધર્મનું તત્ત્વ તો સ્વયંના શ્વાસ - પ્રશ્વાસમાં છે. બસ તેને ઉઘાડવાની દૃષ્ટિ જોઈએ. ધર્મનું તત્ત્વ સ્વયંના લોહીના પ્રત્યેક ટીપામાં છે. બસ તેને શોધવાનું સાહસ અને સંકલ્પ જોઈએ. ધર્મનું તત્ત્વ તો સૂર્યની જેમ સ્પષ્ટ છે, પરંતુ તેને જોવા માટે આંખ ખોલવાની હિંમત તો ભેગી કરવી જ પડશે. ધર્મનું આ તત્ત્વ જ તો આપણું સાચું જીવન છે. પરંતુ તેની અનુભૂતિ ત્યારે થઈ શકશે, જન-જન આ સત્યથી સુપરિચિત ત્યારે થઈ શકશે, જ્યારે તે દૈહિક આસક્તિ અને ભોગવિલાસના આકર્ષણથી છુટકારો મેળવી લે. આ આકર્ષણ જ તેને અધર્મ તરફ પ્રેરે છે. આકર્ષણ રૂપી આ માયાથી છુટકારો છે - ધર્મની ખોજ અને અંતર્મનમાં તેની સ્થાપના. આ વિધિથી નવયુગની સંભાવના સુનિશ્ચિત થશે."

મહર્ષિ અગસ્ત્યનાં આ વચનો પર પુલકિત થઈને સૌએ ધર્મના તત્ત્વની જાણકારી મેળવી અને ઉજ્જ્વળ ભવિષ્ય પ્રત્યે આશાવાદી બન્યા. ધર્મપથ પર દૃઢતાથી ચાલતા રહેવું, એ જ એ માર્ગ છે જેના પર ચાલીને માનવતાનું ઉજ્જ્વળ ભવિષ્ય સુનિશ્ચિત થઈ શકે છે.

**સર્જનશિલ્પીઓના સમુદાયને અગ્રગામી બનાવવામાં લાગેલી કેન્દ્રીય શક્તિ, પોતાનાં અને બીજાનાં અનેકાનેક ઉદાહરણ પ્રસ્તુત કરતાં એ વિશ્વાસ અપાવે છે કે આ પારસ સાથે જોડાવાનો સમય છે, કલ્પવૃક્ષની છાયામાં બેસવાનો સમય છે. પ્રભાતપર્વમાં જાગરૂકતાનો પરિચય આપીને આપણામાંના પ્રત્યેકને પ્રસન્નતા, પ્રફુલ્લતા અને સફળતાની ઉપલબ્ધિઓનો ભરપૂર લાભ મળી શકે છે, સાથોસાથ પરિષ્કૃત પ્રતિભાયુક્ત વ્યક્તિત્વ સાથે જીવવાનો પણ. - પરમ પૂજ્ય ગુરુદેવ**

પર્વ વિશેષ

# ગુરુ અજ્ઞાનનો અંધકાર મિટાવે છે



આ વર્ષે ૩૧મી જુલાઈના દિવસે 'ગુરુ પૂર્ણિમા'નું વિશેષ પર્વ છે. આ દિવસ વિશેષ રૂપે ગુરુને સમર્પિત છે જેથી મનુષ્ય ગુરુના મહિમાથી પરિચિત થઈ શકે. ગુરુ પૂર્ણિમાને 'વ્યાસ પૂર્ણિમા' પણ કહે છે. ગુરુ પૂર્ણિમાને પરાશરના પુત્ર 'વેદવ્યાસ' જન્મના થોડાક સમય પછી જ પોતાની મા પાસે તપસ્યાની આજ્ઞા મેળવીને તપ કરવા માટે બદ્રિકાશ્રમ ચાલ્યા ગયા હતા. વેદોને વિસ્તાર આપવાને કારણે જ તેમનું નામ 'વેદવ્યાસ' પડ્યું. આ જ્ઞાનના અતુલ ભંડાર, પરમ ભક્ત, વિદ્વત્તાની પરાકાષ્ઠાવાળા મહર્ષિ વેદવ્યાસના નામથી જ અષાઢ સુદ પૂનમનું નામ વ્યાસ પૂર્ણિમા પડ્યું. આને સૌથી મોટી પૂનમ માનવામાં આવી છે, જે વ્યક્તિને પરમાત્માના વાસ્તવિક જ્ઞાનનો સાક્ષાત્કાર કરવા તરફ અગ્રેસર કરે છે. આથી તેને 'ગુરુ પૂર્ણિમા' પણ કહે છે.

ગુરુનો મહિમા અનંત છે, તેમનું થોડુંક પણ સાંનિધ્ય જીવાત્માને સદ્ગતિ પ્રદાન કરે છે. એટલા માટે બધા એકમતે એ સ્વીકારે છે કે ગુરુભક્તિ જ સર્વશ્રેષ્ઠ છે. ગુરુ જ એકમાત્ર એવા નાવિક છે જે આ સંસાર સાગરમાંથી જીવાત્માને પાર લગાવી શકે છે. આ કારણે કબીરદાસજી કહે છે -

**તીરથ નહાયે એક ફલ, સંત મિલે ફલ ચાર ।**
**સત્ગુરુ મિલે અનન્ત ફલ, કહત કબીર વિચાર ॥**

ગુરુના મહિમાનું ગાન કરતાં ભગવાન શિવે સ્વયં ગુરુગીતા ગાઈ, જેમાં શિવ-પાર્વતીજીનો સંવાદ છે અને ભગવાન શિવે ગુરુ વિશે સ્વયં કહ્યું છે -

**ધ્યાનમૂલં ગુરોર્મૂર્તિઃ પૂજામૂલં ગુરોઃ પદમ્ ।**
**મંત્રમૂલં ગુરોર્વાક્યં મોક્ષમૂલં ગુરોઃ કૃપા ॥**

અર્થાત્ 'ગુરુદેવની ભાવમયી મૂર્તિ ધ્યાનનું મૂળ છે. તેમનાં ચરણકમળ પૂજાનું મૂળ છે. તેમના દ્વારા કહેવાયેલાં વાક્ય મૂળમંત્ર છે. તેમની કૃપા જ મોક્ષનું મૂળ છે.' આપણી ભારતીય સંસ્કૃતિમાં ગુરુનું પદ સર્વોચ્ચ માનવામાં આવ્યું છે. ગુરુને બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ સમાન કહ્યા છે. ગુરુ પાસેથી જ આપણને શિક્ષણ અને વિદ્યા મળે છે, જે આપણને સાચું જીવન જીવતાં શીખવે છે. પ્રથમ સ્તર પર ગુરુના શિક્ષણ દ્વારા બાળક એને યોગ્ય બને છે કે તે પોતાના કર્મક્ષેત્રમાં સફળ થઈ શકે અને બીજા સ્તરે ગુરુ પોતાના શિષ્યને વિદ્યા પ્રદાન કરે છે. તેના અંતર્મનમાં વ્યાપ્ત અંધકાર (અજ્ઞાન અને અવિદ્યા) અને વિકારોને નષ્ટ કરીને પ્રકાશ (જ્ઞાન)ની અનુભૂતિ કરાવે છે.

જીવનમાં શિક્ષણ આપનાર ગુરુ મળવાનું તો સહજ થઈ જાય છે પરંતુ જીવનવિદ્યા અને અધ્યાત્મવિદ્યા પ્રદાન કરનાર ગુરુનું મળવું મુશ્કેલ હોય છે. વિચારવા જેવો પ્રશ્ન એ છે કે સદ્ગુરુ કેવી રીતે મળે, કારણ કે આજના પરિવેશમાં સદ્ગુરુનું મળવું સહજ નથી. જો ગુરુ અજ્ઞાની હોય તો તે શિષ્યને કેવી રીતે માર્ગ બતાવી શકશે ? તે તો પોતાને પણ અને શિષ્યને પણ પતનની ખાઈમાં ધકેલી દેશે. જો ગુરુ સાચો જ્ઞાની હોય અને શિષ્યમાં પણ જ્ઞાન પામવાની સાચી લલક હોય, ત્યારે ગુરુ અને શિષ્ય બંને ધન્ય થઈ ઊઠે છે.

ગુરુ શિષ્યને જ્ઞાનનો માર્ગ બતાવવાની સાથેસાથે તેની ચેતનાનો વિસ્તાર પણ કરે છે. ગુરુ એ સેતુ છે જેના પર ચાલીને શિષ્ય પરમાત્મા સુધી પહોંચી જાય છે, પોતાની ચેતનાના સર્વોચ્ચ શિખર પર આરૂઢ થાય છે અન્યથા આ સંસારની મૃગતૃષ્ણામાં જ ભટકતો રહી જાય છે. આ કારણસર સૂફી મહાકવિ જાયસીનું કહેવું છે કે 'આ સંસારમાં ગુરુ વગર કોઈ પણ એ પરબ્રહ્મને પ્રાપ્ત કરી શકતું નથી.' ગુરુ અને શિષ્યનો સંબંધ ક્યારેય સાંસારિક હોતો નથી પરંતુ તે પૂર્ણપણે આત્મિક અને આધ્યાત્મિક હોય છે.

સાંસારિક સંબંધ એ છે જે શરીર અને મનના રાગ-દ્વેષ સુધી સીમિત રહે છે જ્યારે આત્મિક અને આધ્યાત્મિક સંબંધ એ છે જે શરીર અને મનના પરિષ્કારની સાથે જ આત્માની ઉન્નતિ, પ્રગતિ અને મુક્તિ સાથે પણ સંબંધિત હોય છે. આ આધ્યાત્મિક સંબંધ માટે ગુરુ અને શિષ્યની નિકટતા વધારે મહત્ત્વ ધરાવતી નથી, કેવળ સદ્ગુરુનું થોડુંક સાંનિધ્ય - સત્સંગ જ શિષ્યના જીવનને ધરમૂળથી બદલી નાંખવાની ક્ષમતા ધરાવે છે. ગુરુ દ્વારા મોકલવામાં આવતા સંદેશ શિષ્યના જીવનમાર્ગને પ્રશસ્ત કરે છે અને ગુરુ દ્વારા પ્રદત્ત

સંરક્ષણ અને ઊર્જા શિષ્યના જીવનને સંરક્ષિત અને પોષિત કરે છે.

એક દિવસ ગુરુ નાનકદેવ એક સભાને સંબોધી રહ્યા હતા. ગુરુ નાનકે કહ્યું, "ભગવાને જેને જેટલું આપ્યું છે, તેમાં જ તે સંતોષ રાખે. માણસે એવા પ્રકારના વિચાર અને ક્રિયા-પદ્ધતિ પર અમલ કરવો જોઈએ કે તે પોતાના પરિશ્રમથી નૈતિકતાપૂર્વક જે કમાય, તેને અનુરૂપ પોતાનું જીવન ચલાવે. પોતાની યોગ્યતા અને પરિશ્રમ દ્વારા મેળવવામાં આવેલા ધનથી વધારે ખર્ચ કરવાની મનાઈ છે. તેનાથી માણસના મનમાં અનૈતિક રીતે કમાવાની ઈચ્છા ઘર કરી જાય છે."

ગુરુ નાનકદેવ આગળ બોલ્યા, "અધાધૂંધ કમાવા માટે માણસ પછી અત્યાચારપૂર્ણ કાર્ય કરે છે. બીજાનાં સાધન સુવિધાઓ લૂંટી લે છે. પોતાના નશ્વર શરીર માટે મનુષ્ય, મનુષ્યનું અપહરણ કરે, લોકો પાસેથી તેમની સુખ-સુવિધા છીનવીને તેમને અધિકારપૂર્ણ સંપત્તિથી વિહીન કરીને શારીરિક અને માનસિક નુકસાન પહોંચાડે, આનાથી મોટું નિંદનીય કર્મ બીજું શું હોઈ શકે ?" ગુરુ નાનકની સભામાં એક ડાકુ પણ બેઠો હતો. આ વિચારોનો તેના પર બહુ પ્રભાવ પડ્યો. તેનો આત્મા તેને ધિક્કારવા લાગ્યો કે તે કેટલું નિંદનીય કામ કરે છે. તે ગુરુ નાનકજી પાસે ગયો, તેમનાં ચરણોમાં માથું નમાવીને તેણે કહ્યું, "મહારાજ ! મને મારાં કર્મો પર પશ્ચાત્તાપ થઈ રહ્યો છે. આપ મને એવો કોઈ રસ્તો બતાવો કે મારી કુપ્રવૃત્તિઓ છૂટી જાય."

આ સાંભળી ગુરુ નાનકે તેને આશ્વાસન આપતાં કહ્યું, "વત્સ ! તું જે ખરાબ કામ કરતો હોય, તે છોડી દે." ડાકુએ કહ્યું, "સ્વામીજી ! જો હું એ કામ છોડી દઈશ તો મારું જીવન કેવી રીતે ચાલશે ?" નાનકદેવે માર્ગ બતાવ્યો, "સારું, તું એ ન છોડ, પણ એક કામ કર. તું દરરોજ સૂતાં પહેલાં મારી પાસે આવીને મને કહે કે તેં કયાં કયાં કામ કર્યાં છે ?"

આ સાંભળીને તે તૈયાર તો થઈ ગયો, પણ તે ત્રણ દિવસ સુધી નાનકદેવ પાસે ન આવ્યો. તે આ દરમિયાન એવું જ વિચારતો રહ્યો કે તેના દ્વારા કરવામાં આવતાં કુકૃત્ય એટલાં ઘૃણિત છે કે નાનકદેવને તે જણાવતાં તેને શરમ આવશે. તેના મનમાં ઊભરતા આ ભાવોથી તેના પરિષ્કારની પ્રક્રિયા શરૂ થઈ. તેણે સંકલ્પ કર્યો કે આ પ્રકારનાં ઘૃણિત કામ તે ભવિષ્યમાં ક્યારેય નહિ કરે. તેના વ્યક્તિત્વ પરિવર્તનની પાછળ જ્યાં એક કારણ તેની સંકલ્પશીલતા હતું, ત્યાં બીજું તેને એક સદ્ગુરુના સંસર્ગથી પ્રાપ્ત આત્મશક્તિનો સહારો પણ હતું.

ગુરુ જ્યારે કોઈ પણ વ્યક્તિને શિષ્ય બનાવે છે, તેને સ્વીકારે છે, તો તેના સંપૂર્ણ જીવનની જવાબદારી પોતાની ઉપર લઈ લે છે. શિષ્યના જીવનને પરિષ્કૃત કરવાની પ્રક્રિયા આમ તો ધીરે ધીરે સંપન્ન થાય છે પરંતુ તેમ છતાં ગુરુની તીક્ષ્ણ દૃષ્ટિ પળેપળ પોતાના શિષ્ય તરફ જ હોય છે. ક્યારે - કેવી રીતે શિષ્યના જીવન અને વ્યક્તિત્વને વ્યવસ્થિત કરવાનું છે, સંભાળવાનું છે, તેનું પૂરેપૂરું ધ્યાન ગુરુ રાખે છે.

ગુરુ શબ્દમાં 'ગુ' નો અર્થ અંધકાર અને 'રુ'નો અર્થ પ્રકાશ છે. અંધકારથી તાત્પર્ય અજ્ઞાન સાથે અને પ્રકાશનું તાત્પર્ય જ્ઞાન સાથે છે અર્થાત્ જે મનુષ્યના અજ્ઞાનને નષ્ટ કરનાર છે, તે જ ગુરુ છે. જો ભગવાન નારાજ થઈ જાય તો ગુરુ બચાવનારા છે પરંતુ જો ગુરુ નારાજ થઈ જાય તો તેને કોઈ બચાવી શકતું નથી. મહર્ષિ વેદવ્યાસજી કહે છે કે જો 'કામ' પર વિજય મેળવવો હોય, દેહના અભિમાનને સમાપ્ત કરવું હોય, લોભને જીતવો હોય, અહંકારને નષ્ટ કરવો હોય તો આ બધા માટે ગુરુભક્તિ જ શ્રેષ્ઠ છે. એટલા માટે ગુરુસેવાને સનાતન ધર્મમાં શ્રેષ્ઠ માનવામાં આવી છે. આ ગુરુપૂર્ણિમાના શુભ અવસર પર બધા સાધકો એવો સંકલ્પ લઈએ કે પૂજ્ય ગુરુદેવ દ્વારા સોંપવામાં આવેલાં કાર્યોમાં પોતાનો સહયોગ આપીશું અને તેમના દ્વારા બતાવાયેલા યુગ નિર્માણ સત્સંકલ્પ તથા અન્ય નિર્દેશોનું પાલન કરીશું. *

**જ્ઞાન પછી બીજા કોઈ લોકમાં જવું નથી પડતું, પુનર્જન્મ નથી થતો. પરંતુ જ્યાં સુધી જ્ઞાન નથી થતું, ઈશ્વરની પ્રાપ્તિ નથી થતી, ત્યાં સુધી સંસારમાં પાછા આવવું પડે છે. બાફેલું અનાજ વાવવાથી છોડ નથી ઊગતો. જ્ઞાનરૂપી અગ્નિથી જો કોઈ બફાયા હોય, તો તેને લઈને બીજો કોઈ સૃષ્ટિનો ખેલ નથી હોતો. -સ્વામી રામકૃષ્ણ પરમહંસ**

યુગ સાહિત્ય સ્થાપના વર્ષ

# શ્રદ્ધા-નિષ્ઠાથી ગુરુદેવને સાંભળી તો જુઓ



ધરતી પર ફોરાં પડી રહ્યાં હતાં. આકાશમાં મેઘ છવાયેલો હતો. અષાઢ મહિનો શરૂ થઈ ચૂક્યો હતો. ગુરુ પૂર્ણિમા આવવાનાં પગલાં સંભળાઈ રહ્યાં હતાં. ગુરુ પૂર્ણિમા દર વરસે આવે છે-ગુરુનું સ્મરણ કરાવવા, ગુરુ પ્રત્યે સમર્પણની યાદ અપાવવા. ગુરુ પૂર્ણિમા સદ્‌ગુરુનાં વરદાનોનો ઉત્સવ છે. ગુરુ પૂર્ણિમા સદ્‌ગુરુના વરસતા આશીષોનો મહોત્સવ છે. ગુરુ પ્રત્યેક શિષ્યની નિષ્ઠાનું પ્રમાણ છે. ગુરુ પૂર્ણિમાનો આ અર્થ અને તેનો યથાર્થ, પરમ પૂજ્ય ગુરુદેવના સાંનિધ્યમાં અને તેની સમીપતામાં હર પળ પ્રકટ થતો રહેતો હતો. તેમનું પ્રત્યેક વચન જીવનના સમ્યક્ બોધની અનુભૂતિ આપતું હતું. તેમની ચેતના દરરોજ ચૈતન્યતાનું વરદાન આપતી હતી. તેમની સાથે વિતાવેલી પ્રત્યેક ક્ષણનું મૂલ્ય હતું અને હવે જ્યારે તેઓ પ્રત્યક્ષ નથી તો એ બધી ક્ષણ અણમૂલ બની ગઈ છે. સ્મૃતિઓ તેને વારંવાર સંભાળે છે. વારંવાર તેનાં ફોરાંમાં પોતાને ભીંજવે છે.

તે દિવસે પણ ઝરમર વરસી રહી હતી. અષાઢ મહિનાની આ ઝરમરમાં ઝાડનાં પાંદડાં ઝૂમતાં ઝૂમતાં ભીંજાઈ રહ્યાં હતાં. આંબાની કોઈ ડાળીએ બેઠેલી કોયલ પંચમ સ્વરે બોલીને પોતાની ખુશી વ્યક્ત કરી રહી હતી. ખુશી મારા મનમાં હતી -ગુરુદેવ પાસે પહોંચવાની, તેમને સાંભળવાની. તેમના કક્ષમાં પહોંચતાં જ જોયું કે તેઓ સોફા પર બેઠા બેઠા છાપું વાંચી રહ્યા છે. કક્ષમાં પ્રવેશ કરતાં તેમણે માથું ઊંચું કરીને જોયું, હળવું હસ્યા, પછી છાપું સમેટીને એક બાજુએ મૂક્યું. આંખ પર ચઢાવેલાં ચશ્માં ઉતાર્યાં અને પાસે સ્ટૂલ પર મૂકી દીધાં. ત્યાર પછી ધીમેથી ઊઠ્યા અને પોતાના હાથે પંખો ચાલુ કર્યો. હંમેશાં એમનો એ સ્વભાવ હતો કે તેઓ રૂમમાં એકલા હોય ત્યારે ક્યારેય પંખો ચલાવતા ન હતા. હા, અમારા લોકોમાંથી કોઈ પણ ત્યાં જતું તો તરત જ ઊઠીને પોતાના હાથે પંખો ચાલુ કરી દેતા. 'પોતાના પ્રત્યે કઠોરતા-બીજા પ્રત્યે ઉદારતા' નું એમનું નીતિવાક્ય તેમના પોતાના જીવનમાં સહજ નજરે પડતું હતું.

પંખો ચલાવતાં તેઓ બોલ્યા, "બેટા ! તું થોડો ભીંજાઈ ગયો છે. પંખાની હવાથી સુકાઈ જઈશ." આમ કહેતાં તેઓ પોતાની પાટ પર આડા પડ્યા. ચરણ વંદન પછી હું પણ તેમની પાટ પાસે પાથરેલી શેતરંજી પર બેસી ગયો. બેઠા પછી લખેલો લેખ તેમને વાંચી સંભળાવવાનું શરૂ કર્યું. લેખ સાંભળતાં સાંભળતાં તેઓ વચમાં વચમાં પોતાની ટિપ્પણીઓ કરતા હતા. તેમની આ ટિપ્પણીઓ બોધના તીર જેવી હતી, જે ખૂબ જ અચૂક અને અમોઘ રીતે વેધી નાંખતી. હંમેશાં પ્રતીક્ષા રહેતી તેમની ટિપ્પણીઓની, પણ એ દિવસે આ સૌભાગ્ય ન મળ્યું.

તેઓ કાંઈ બોલ્યા નહિ, બસ સાંભળતા રહ્યા. અંતે લેખ પણ પૂરો થયો. પણ તેઓ બસ શાંત રહ્યા. હા, મારા મનમાં બેચેની થોડીક વધી, એવું લાગ્યું કે ક્યાંક આજે એવું તો નહિ બને કે ગુરુદેવને સાંભળ્યા વિના જ આજે પાછા ફરવું પડે. આ વાત મનમાં આવી જ હતી કે તેમણે પૂછ્યું, "કાંઈ પૂછવું છે કે શું ?" તેમના આ પાંચ શબ્દ પર્વતની ઠંડી હવાની જેમ ચિત્તમાં ઊતરી ગયા. ખુશીની લહેરો ઊછળી આવી. આ ખુશીને મનમાં જ સાચવતાં કહ્યું, "ગુરુજી ! જ્યારે આપને સાંભળું છું તો એવું લાગે છે કે હું આ પૃથ્વી પર નથી, પરંતુ મુક્ત અને અસીમ આકાશનો પ્રકાશ છું પરંતુ થોડા સમય પછી સ્થિતિ એવી ને એવી થઈ જાય છે."

આ સાંભળીને તેઓ બોલ્યા, "સાચું તો એ છે કે આ પૃથ્વી પર કોઈ પણ નથી. આ પૃથ્વી પર તો આપણે બસ ખબર પડીએ છીએ, પ્રતીતિ થાય છે. સાચું એ જ છે કે આપણે આકાશમાં છીએ. આપણો સ્વભાવ આકાશનો છે. આત્મા એટલે કે ભીતરનું આકાશ. શરીર એટલે પૃથ્વી. શરીર બન્યું છે પૃથ્વીથી, જ્યારે તમે બન્યા છો આકાશથી. તમારી ભીતર બંનેનું મિલન થયું છે. તમે ક્ષિતિજ છો, જ્યાં પૃથ્વી આકાશને મળતી ભાસે છે. પણ મળે છે થોડી ? દૂર ક્ષિતિજ નજરે પડે છે -જાણે મળી રહ્યું છે આકાશ પૃથ્વીને. ચાલી નીકળો, લાગે છે થોડી વારમાં કલાક-બે કલાકમાં પહોંચી જશો. પણ એનાથી શું, એવું ક્યારેય થતું નથી. ચાલતા રહો જન્મો જન્મો સુધી ક્યારેય એ જગ્યાએ પહોંચી શકશો નહિ, જ્યાં આકાશ પૃથ્વીને મળે છે. બસ પ્રતીતિ થતી રહેશે, ખબર પડતી રહેશે. થોડેક દૂર, થોડેક દૂર, હજી થોડેક દૂર.... પણ એવું ક્યારેય થઈ શકશે નહિ."

ગુરુદેવ આગળ બોલ્યા, "વાસ્તવમાં ક્ષિતિજ ક્યાંય છે

જ નહિ, ફક્ત દેખાય છે. જેવી રીતે બહારની ક્ષિતિજ છે, બસ કંઈક એવી જ આપણી પણ અવસ્થા છે. અહીં ભીતર પણ ક્યારેય મિલન થતું નથી. આત્મા કેવી રીતે મળે શરીરને ? મર્ત્યનું અમૃત સાથે મિલન કેવી રીતે થાય ? આ પૃથ્વી પર વાસ્તવમાં નથી આપણે હોઈ શકતા અને આપણે છીએ નહિ. આ પૃથ્વી પર આપણે છીએ, બસ એવું પ્રતીત થાય છે. દેહમાં ઘર કર્યું છે, પરંતુ દેહ આપણું ઘર નથી. જેમ કોઈ દેહ પરદેશમાં વસી જાય અને ભૂલી જ જાય સ્વદેશને. પછી અચાનક રસ્તામાં કોઈક દિવસ કોઈક મળી જાય, જે ઘરની યાદ અપાવી દે, જે આપણી ભાષામાં બોલે, તો એક ક્ષણ પરદેશ મટી જશે, સ્વદેશ પ્રકટ થઈ જશે.''

આમ કહીને ગુરુદેવ ક્ષણ ભર માટે અટકી ગયા. આ ક્ષણે તેમની આંખોની ચમક વધી ગઈ. તેમની ચારે બાજુ છવાયેલી રહેતી રહસ્યમયતા સઘન થઈ ગઈ. તેઓ બોલ્યા, ''મારી વાતો, મારાં વચન એવાં જ છે, તે સાંભળીને તને તારું ઘર, તારો દેશ યાદ આવી જાય છે. જ્યારે જ્યારે તું મારી પાસે હોય છે, ત્યારે ત્યારે તને લાગે છે કે તું પૃથ્વી પર નથી, આકાશનો થઈ ગયો છે કારણ કે મારાં વચન આકાશનાં છે. આ વચન સ્વદેશથી આવ્યાં છે. એ સ્રોતથી આવ્યાં છે, જ્યાંથી તારું આવવાનું થયું છે, જ્યાં તારે જવું જોઈએ અને જ્યાં ગયા વિના, જ્યાં પહોંચ્યા વિના તું ક્યારેય શાંતિની, સુખની, રાહતની અનુભૂતિ કરી શકીશ નહિ.''

ગુરુદેવ થોડું અટકીને બોલ્યા, ''જ્યાં તું છે, અત્યારે તે ધર્મશાળા છે; ઘર નથી. ગમે તેટલું માની લો કે આ ઘર છે, તેમ છતાં ધર્મશાળા ધર્મશાળા જ બની રહે છે. ધર્મશાળા ક્યારેય ઘર થઈ શકતી નથી. સમજાવો ખુદને, મનાવો સ્વયંને, તર્ક આપો પણ કાંટો ખૂંચતો જ રહે છે. યાદ આવતી જ રહે છે અને જ્યારે ક્યારેક એવી કોઈ વ્યક્તિ સાથે મુલાકાત થઈ જાય, જે ખેંચી લે, જે ચુંબકની જેમ કોઈ બીજી દુનિયાનું દર્શન કરાવી દે, તો પછી લાગવા માંડે છે કે આપણે પૃથ્વીનો હિસ્સો રહ્યા નથી. મારી પાસે બેસીને તને એમ જ લાગે છે. તારી સામે આકાશ ખૂલી જાય છે. વાદળાં દૂર થવા લાગે છે. સૂરજનાં કિરણોથી પ્રાણ ભરાઈ જાય છે. પણ જ્યારે મારી પાસેથી દૂર જાય છે, તો ફરીથી ઘેરાઈ જાય છે ઘટાઓ. પાછી બેચેની થવા લાગે છે. મનમાં એવું થાય છે કે જે અનુભવ થયો હતો, તે સપનું તો નહતો ને ! તે કોઈ કલ્પના તો ન હતીને ! અંધકાર બહુ જૂનો છે, જોકે છે નહિ - પણ છે બહુ પ્રાચીન. સૂરજનાં કિરણો જે નીકળ્યાં છે, તે ખૂબ નવાં છે, એકદમ નવાં. ક્ષણ ભર ચમકે છે, પછી ફરીથી અંધકાર સઘન થઈ જાય છે.''

ગુરુદેવ કહી રહ્યા હતા, મન તેમને સાંભળી રહ્યું હતું. ચેતનામાં નવીન પ્રાણ ભરાઈ રહ્યા હતા. તેમણે ગંભીર સ્વરે કહ્યું, ''અંધકાર છે દેહાભિમાનનો. તમે માની લીધું છે કે તમે દેહ છો. બસ આ માન્યતા બદલવાની છે. આપણે દેહ નથી, આપણે માન્યું તો આપણે દેહ થઈ ગયા. આપણે જે માની લીધું, એ જ આપણે થઈ ગયા. સંસાર આપણી માન્યતા છે અને માન્યતા છોડી દઈએ, તો આપણે તત્ક્ષણ રૂપાંતરિત થઈ શકીએ છીએ. છોડવા માટે યથાર્થને બદલવાનો નથી, ફક્ત એક ધારણાને છોડી દેવાની છે. આપણે વાસ્તવમાં જો શરીર હોત, તો બદલાવ મુશ્કેલ હતો. પણ આપણે તો શરીર છીએ નહિ, આપણે તો શરીરની ભીતર જે છુપાયેલું છે તે છીએ. એ જ આત્મા છીએ આપણે, એ જ આકાશ છીએ આપણે.'' આમ કહેતાં ગુરુદેવ એક શ્લોક બોલ્યા -

**દેહાભિમાન પાશેન ચિરં બદ્ધોઽસિ પુત્રક ।**
**બોધોઽહં જ્ઞાનખંગેન તન્નિષ્કૃત્ય સુખીભવ ॥**

અર્થાત્ હે પુત્ર ! દેહાભિમાનના બંધનથી તું ચિરકાળથી બંધાયેલો છે. મારાં વચનોનાં જ્ઞાનની તલવાર ઉપાડ અને કાપી નાંખ આ બંધન. અનુભવ કર કે હું બોધપૂર્ણ છું અને સુખી થઈ જા.

ગુરુદેવનાં આ વચન સાંભળીને અંતર્મનમાં ગુંજવા લાગ્યું આ ગીત -

**ઉપર હી ઉપર**
**જો હવા ને પાયા**
**દેવદારુ ને દોહરાયા**
**જો હિમચોટિયોં પર ઝલકા**
**જો સાંઝ કે આકાશ સે છલકા**
**વહ કિસને પાયા ?**
**નિશ્ચિત હી ઉસને**
**જિસને ગુરુદેવ કો સુના-પઢા**
**ગહન આંસુઓં સે**
**સમર્પિત હૃદય સે**
**ભીગતે પ્રેમ સે**
**ન બુદ્ધિ સે, ન તર્ક સે**
**બસ કેવલ**
**શ્રદ્ધા વ નિષ્ઠા સે ।**

*

# યોગશ્ચિત્તવૃત્તિનિરોધઃ



સુદીર્ઘના મનમાં પ્રશ્નોનો ઢગલો જામ્યો હતો. તેનું મન તત્કાળ આ પ્રશ્નોના ઉત્તર માગતું હતું. તે પોતાની જિજ્ઞાસા રાજા જનક સામે રજૂ કરે, તે પહેલાં છેલ્લા બે દિવસોમાં બનેલા ઘટનાક્રમ તેની આંખ સામેથી પસાર થઈ ગયા. સુદીર્ઘ ઋષિ યાજ્ઞવલ્ક્યનો પ્રિય શિષ્ય હતો. યજ્ઞના વિજ્ઞાનના પ્રણેતા, કર્મકાંડોની અનેક વલ્લીઓને પ્રતિપાદિત કરનાર દુર્ઘર્ષ તપસ્વી યાજ્ઞવલ્ક્યનું નામ સમસ્ત આર્યાવર્તમાં સન્માનપૂર્વક લેવામાં આવતું હતું. તે એ સમય હતો જ્યારે તપ અને યોગ, બે ઘોષિત ભિન્ન ધારાઓ રૂપે સ્થાપિત થઈ ચૂક્યા હતા. સ્વાભાવિક હતું કે શિષ્યોના મનમાં એ પ્રશ્ન ઊઠતો કે બંનેમાં શ્રેષ્ઠ શું છે?

પોતાના મનનો આ જ પ્રશ્ન બે દિવસ પહેલાં સુદીર્ઘે યાજ્ઞવલ્ક્ય સામે રજૂ કર્યો. તેનો પ્રશ્ન સાંભળીને યાજ્ઞવલ્ક્ય થોડુંક હસ્યા, પછી ગંભીર થઈ ગયા. ઉત્તર આપવાને બદલે તેમણે સુદીર્ઘને જ પ્રશ્ન પૂછી લીધો, "વત્સ! તારે ક્યારેય પર્વતશિખર પર જવાનું થયું છે?" જવાબ હા મળવાથી તેમણે સુદીર્ઘને કહ્યું, "તું જ્યારે પર્વતશિખર પર પહોંચ્યો હોઈશ તો તેં જોયું હશે કે શિખર સુધી પહોંચાડનાર માર્ગ અનેક છે. પ્રશ્ન તેની શ્રેષ્ઠતાનો નથી, તેની પરિણતિનો છે. જો માર્ગ ગંતવ્ય સુધી લઈ જાય છે તો તે શ્રેષ્ઠ જ છે અને યોગ તથા તપ બંને આધ્યાત્મિક ઉત્કર્ષ સુધી લઈ જાય છે."

થોડુંક અટકીને યાજ્ઞવલ્ક્ય આગળ બોલ્યા, "પરંતુ તારા મનમાં આ જિજ્ઞાસા ઊઠવાનું પણ સ્વાભાવિક છે. શરૂઆતના દિવસોમાં આવું નિર્ધારણ કરી શકવાનું સંભવ થઈ શકતું નથી અને સાચી વાત તો એ છે કે એક વાર આધ્યાત્મિક ઉત્કર્ષના શિખરે પહોંચી જવાથી બંનેમાંથી કઈ ધારા ઉત્તમ છે એવા પ્રકારનો ભાવ જ મનમાંથી સમાપ્ત થઈ જાય છે. જે તપસ્વી છે તે જ યોગી પણ છે અને કોઈ યોગી પોતાને તપાવ્યા વિના યોગના શિખર પર પહોંચતો પણ નથી."

યાજ્ઞવલ્ક્ય સુદીર્ઘ તરફ જોતાં બોલ્યા, "પુત્ર! તેં તારું મોટા ભાગનું જીવન મારા સાંનિધ્યમાં વિતાવ્યું છે અને તપસ્યાનું વાતાવરણ ચારે બાજુ જોયું છે. આ પ્રશ્નનો સાચેસાચો જવાબ અનુભવવા માટે આવશ્યક છે કે તું યોગશિખર પર આરૂઢ વ્યક્તિત્વને પણ નજીકથી જુએ." સુદીર્ઘ આ સાંભળીને આનંદિત થઈ ગયો. તે સદાય કોઈ યોગીને નજીકથી જોવા માગતો હતો.

યાજ્ઞવલ્ક્ય કોઈ પ્રસિદ્ધ ઋષિનું નામ યોગી તરીકે લેશે એવા આશયથી સુદીર્ઘે તેમની સામે જોયું. યાજ્ઞવલ્ક્ય સુદીર્ઘની ઈચ્છા જાણતાં બોલ્યા, "તારે મિથિલા જવું પડશે. ત્યાંના રાજા જનક યોગના શિખર પર આરૂઢ એક એવું વ્યક્તિત્વ છે જેમના જીવનમાં તું ચિત્તની અચંચળતા અને વ્યક્તિત્વની સમગ્રતાને સહજતાથી અનુભવી શકે છે."

સુદીર્ઘનું મન પ્રશ્નોથી ભરાઈ ગયું. તેને લાગ્યું કે "એક રાજા! એક રાજા કેવી રીતે યોગી હોઈ શકે છે?" યાજ્ઞવલ્ક્ય સુદીર્ઘના મનમાં ચાલી રહેલા પ્રશ્નોથી સંપૂર્ણપણે પરિચિત હતા. તેઓ બોલ્યા, "વત્સ! તું જે વિચારી રહ્યો છે, તેનો સાચો ઉત્તર તને જનકને મળવાથી જ મળશે. અહીં બેસીને તેનું અનુમાન કરી શકવાનું સંભવ નથી." ઋષિ યાજ્ઞવલ્ક્યનાં વચન, સુદીર્ઘ માટે ઉત્તર પણ હતા અને નિર્દેશ પણ હતાં. તેણે તત્ક્ષણ મિથિલા જવાનો નિર્ણય કર્યો.

બે દિવસ જૂના આ વાર્તાલાપને સુદીર્ઘ પોતાની આંખો સામે બનતો જોઈ રહ્યો હતો. ત્યાર પછી તેને યાદ આવ્યું કે તે રાજા જનકને મળવા મિથિલા પહોંચ્યો. રાજપ્રહરી તેને રાજદરબારમાં લઈ ગયો. ત્યાં એક સામાન્ય દરબાર જેવું જ વાતાવરણ હતું. ક્યાંક ન્યાય ઈચ્છુક નાગરિકો ઊભા હતા તો ક્યાંક રાજનર્તકી સંગીત પર નૃત્ય કરી રહી હતી. ચારે બાજુ કોલાહલનું વાતાવરણ હતું. સુદીર્ઘે વિચાર્યું, "ભલા આવા વાતાવરણમાં યોગ કેવી રીતે સધાતો હશે?" તે આવું વિચારી જ રહ્યો હતો ત્યાં રાજપ્રહરીએ તેને રાજા જનક સામે ઊભો કરી દીધો.

આટલા બધા કોલાહલ વચ્ચે રાજા જનકનું વ્યક્તિત્વ સંમોહિત કરી દેનારું હતું. તેઓ જાણે દરબારમાં હતા પણ ખરા અને ન હતા પણ ખરા. તેમની ચારે બાજુ નગારાં વાગી રહ્યાં હતાં, કોલાહલ હતો, સાંસારિક કામનાઓની

પૂર્તિની ઈચ્છા રાખનાર અનેક લોકો હતા પરંતુ એ બધાથી તેઓ અલિપ્ત હતા. સુદીર્ઘે પોતાને યાજ્ઞવલ્ક્ય ઋષિએ મોકલ્યો છે એવું જણાવવાથી. રાજા જનકે પોતાના આસન પરથી ઊઠીને તેને સન્માનપૂર્વક નમન કર્યાં.

"અહીં શા માટે આવવાનું થયું ઋષિપુત્ર ?" રાજા જનકે પૂછ્યું. સુદીર્ઘે તેમને ઋષિ યાજ્ઞવલ્ક્ય સાથે થયેલા વાર્તાલાપ વિશે જણાવ્યું. રાજા જનક મંદ સ્મિત સાથે બોલ્યા, "આ તો ઋષિવરની મહાનતા છે કે તેઓ મને યોગી સમજ્યા. હું તો એક સાધારણ વ્યક્તિ છું. જેને પ્રભુએ આ સ્થાન પર લાવીને બેસાડી દીધો છે. જો તેઓ વનમાં રાખે તો પણ હું ત્યાંય સંતુષ્ટ જ હોત."

રાજા જનકનાં કથન સાંભળતાં જ સુદીર્ઘનું મન પ્રશ્નોથી ભરાઈ ગયું. તેને લાગ્યું કે "ભલા આવું કરી શકવાનું અહીં કેવી રીતે સંભવ છે ?" સુદીર્ઘે સમય ન ગુમાવતાં પોતાનો પ્રશ્ન રાજા જનક સામે રજૂ કરી દીધો. તેણે પૂછ્યું, "મહારાજ ! આપની આસપાસનું વાતાવરણ પૂર્ણપણે સાંસારિક હોવા છતાં પણ આપ આપના ચિત્તને સ્થિર કેવી રીતે રાખો છો ? મેં વાંચ્યું છે કે ચિત્તની સ્થિરતા જ યોગ છે. તે યોગ સાધના આ વાતાવરણમાં કેવી રીતે સંભવ છે ?"

રાજા જનક બોલ્યા, "સાધનાની સિદ્ધિ જ એ છે કે તે વાતાવરણથી પ્રભાવિત થયા વિના કરી શકાય. જો તેને એક વિશેષ પરિવેશ અથવા પરિસ્થિતિમાં જ કરવામાં આવી રહી હોય તો પછી તેનું મહત્ત્વ એ પરિવેશ જેટલું જ છે, તેનાથી વધારે નહિ. જ્યાં સુધી આપના આ પ્રશ્નનો સંબંધ છે તો તેનો ઉત્તર હું સાંજે સારી રીતે આપી શકીશ. આ સમયગાળા દરમિયાન આપ મારી રાજધાની જોઈ આવો. આપ અહીં પહેલી વખત આવ્યા છો. અહીંનાં સમસ્ત સ્મારકોને જોઈ આવો તો નિરાંતે બેસીને વાતચીત કરી શકાશે."

સુદીર્ઘને લાગ્યું કે રાજા જનક તેના પ્રશ્નનો ઉત્તર આપવાથી બચવા માગે છે. તે કાંઈ બોલે તે પહેલાં જ રાજા જનક બોલ્યા, "આપ નગર ભ્રમણ પર નીકળતી વખતે આ તેલથી ભરેલો કળશ સાથે લેતા જજો. તે મોઢા સુધી ભરેલો છે. આમ તો કોઈ ખાસ વાત નથી પણ જો કળશમાંથી એક ટીપું નીચે પડી જશે તો આપની પાછળ ચાલી રહેલો પ્રહરી આપનું માથું તલવારથી કાપી નાંખશે. તેને મેં આવો જ આદેશ આપ્યો છે."

સુદીર્ઘનું હૈયું ફફડી ઊઠ્યું. તેને લાગ્યું કે તે કેવા સંકટમાં ફસાઈ ગયો. તે તો સાધારણ શો પ્રશ્ન લઈને આવ્યો હતો પણ તે તો જીવન - મરણનો પ્રશ્ન બની ગયો. રાજાજ્ઞાની અવહેલના પણ સંભવ ન હતી તેથી તે નગર ભ્રમણ પર નીકળ્યો અને સાંજે પાછો આવ્યો. રાજા જનક એ જ દરબારમાં એ જ નિશ્ચિંતતાથી બેઠા હતા અને તેમણે સુદીર્ઘને જોઈને ફરીથી આદરપૂર્વક નમસ્કાર કર્યા.

"રાજધાનીમાં આપે શું શું જોયું પુત્ર ?" રાજા જનકે પ્રશ્ન પૂછ્યો. સુદીર્ઘે ઉત્તર આપતાં પહેલાં હાથમાંનો કળશ જમીન પર મૂક્યો અને કહ્યું, "શું જોઉં રાજન્ ! મારી સમગ્ર દૃષ્ટિ તો આ કળશ પર જ ટકેલી હતી. આપે પણ મને કેવા ધર્મસંકટમાં મૂકી દીધો ?" રાજા જનક બોલ્યા, "જો આપની દૃષ્ટિ કળશ પર હતી તો આપને આપના પ્રશ્નનો ઉત્તર પણ મળી ગયો હશે."

સુદીર્ઘે કહ્યું, "એ કેવી રીતે ?" રાજા બોલ્યા, "જેવી રીતે નગરની વચ્ચે હોવા છતાં પણ આપની દૃષ્ટિ કળશ પર સ્થિર હતી, તેવી જ રીતે રાજસિંહાસન પર હોવા છતાં પણ યોગીની દૃષ્ટિ પોતાના ગંતવ્ય પર સ્થિર રહે છે. જેના માટે સન્માન અને અપમાન, રાગ અને દ્વેષ, સુખ અને દુ:ખ એકસરખાં થઈ જાય છે; જે સંસારનાં આકર્ષણો અને ઉપદ્રવોની વચ્ચે એ જ પરમપિતાના પ્રેમમાં નિમગ્ન રહે છે, એ જ યોગી છે."

રાજા જનક બોલ્યા, "ઋષિપુત્ર ! સામાન્ય વ્યક્તિ એવું વિચારે છે કે યોગ અથવા તપ, સંસારથી ભાગીને પ્રાપ્ત કરી શકાય છે જ્યારે સંસાર હોય કે સંન્યાસ, આ બંને મનઃસ્થિતિઓ છે. જો કોઈના મનમાં સંસાર છે તો તે હિમાલયના શિખર પર પણ આસક્તિનું કારણ શોધી લેશે અને જો કોઈના મનમાં સંન્યાસ છે તો તે જગતના કોલાહલ વચ્ચે પણ સ્થિતપ્રજ્ઞ જ કહેવાશે. આ જ બંને પંથોનો સાર છે."

એક જીવંત ઉદાહરણે સુદીર્ઘના પ્રશ્નોના ઢગલાને શાંત કરી દીધો હતો. તેને ભાન થઈ ગયું હતું કે પથ કોઈ પણ હોય, જ્યાં સુધી અંતર્મન પ્રભુ પ્રત્યે સમર્પિત થતું નથી, મન સમસ્ત બંધનોથી મુક્ત થતું નથી, ત્યાં સુધી બહારના બધા આડંબર વ્યર્થ છે, નકામા છે. મનની શાંતિ જ સાચી શાંતિ છે અને જો એ ઉપલબ્ધ થઈ જાય તો રાજમહેલ હોય કે વન્યક્ષેત્ર, ચિત્ત સદા શાંત, નીરવ અને નિરુદ્ધ જ રહે છે. *

# સત્સંગનો પ્રભાવ અમૂલ્ય છે



*બિનુ સત્સંગ વિવેક ન હોઈ,*
*રામકૃપા બિનુ સુલભ ન હોઈ ॥*
*સતસંગત મુદ મંગલ મૂલા,*
*સોઈ ફલ સિધિ સબ સાધન ફૂલા ॥*

તુલસીદાસજીની આ ચોપાઈ સત્સંગનો મહિમા બતાવે છે. તેમનું કહેવું છે કે સત્સંગ વિના વિવેક જાગૃત થતો નથી અને રામકૃપા વિના સત્સંગ સહજમાં મળતો નથી. સત્સંગતિ આનંદ અને કલ્યાણનો પાયો છે. સત્સંગની પ્રાપ્તિ જ સત્સંગની સિદ્ધિનું ફળ છે અને બધાં સાધન તો ફૂલ છે. આમ, સત્સંગનો મહિમા અપરંપાર છે.

સંગનો પ્રભાવ એટલો ગાઢ હોય છે કે જેનાથી જીવનની દિશાધારા જ પરિવર્તિત થઈ જાય છે. એટલે જ કહે છે કે વ્યક્તિ યોગીઓની સાથે રહીને યોગી અને ભોગીઓની સાથે રહીને ભોગી બની જાય છે. કેવળ બહારનો સંગ જ વ્યક્તિને પ્રભાવિત નથી કરતો, પરંતુ આંતરિક સંગથી પણ વ્યક્તિ પ્રભાવિત થાય છે. બહારનો સંગ શરીર સાથે હોય છે જ્યારે આંતરિક સંગથી તાત્પર્ય મનની સંગતિ સાથે છે.

આપણા મનનો જે વ્યક્તિઓ, વસ્તુઓ સાથે ગાઢ સંબંધ હોય છે, તે જ આપણા મન પર અમિટ છાપ છોડે છે. ક્યારેક ક્યારેક બહારનો સંગ જ વ્યક્તિનો આંતરિક સંગ બની જાય છે અને શ્રીમદ્ ભગવદ્ગીતા અનુસાર વ્યક્તિને જીવનની અંતિમ ક્ષણોમાં ગતિ પણ તેની સંગતિ અનુસાર જ મળે છે એટલે કે જીવનના અંતિમ સમયે મનમાં જેની સંગતિની કામના હોય છે, તેવો જ જન્મ એ જીવાત્માને મળે છે.

પુરાણોમાં આખ્યાન આવે છે કે પ્રસિદ્ધ મહાત્મા ભરત બહુ તપસ્વી વ્યક્તિ હતા, સંસારની મોહ-માયાથી દૂર જંગલમાં એક કુટિર બનાવીને રહેતા હતા. અચાનક એક દિવસ એક હરણી તેમની સામે એક બચ્ચાને જન્મ આપીને મરી ગઈ. હરણના બચ્ચાંને અનાથ જોઈને તેના પાલન-પોષણ માટે તેઓ તેને પોતાની કુટિરમાં લઈ આવ્યા અને તેની દેખભાળ કરવા લાગ્યા. હવે એમનું સમગ્ર ધ્યાન હરણનાં બચ્ચાં પર જ રહેવા લાગ્યું. ધ્યાન સાધના કરતી વખતે પણ ધ્યાન હરણનાં બચ્ચાં પર જતું રહેતું. હરણનું બચ્ચું સુંદર અને આકર્ષક હતું અને તે મહાત્મા ભરતને ખૂબ પ્રિય હતું. એક પળ માટે પણ જો બચ્ચું તેમને ન દેખાય તો તેઓ વિચલિત થઈ જતા. આમ હરણનાં બચ્ચાંનું સ્મરણ કરતાં કરતાં એક દિવસ એમના પ્રાણ ચાલ્યા ગયા અને હરણ પ્રત્યે મનમાં આસક્તિને કારણે બીજો જન્મ તેમને હરણનો મળ્યો. આનાથી એ સાબિત થાય છે કે જેવી સંગતિ હોય છે, એવી જ પરિસ્થિતિઓ મનુષ્ય પોતાની આસપાસ બનાવી લે છે.

તેવી જ રીતે એક બીજા મહાત્માએ પોતાના શરીરનો ત્યાગ કરવાના ઉદ્દેશ્યથી કાશી પ્રસ્થાન કર્યું. રસ્તામાં એક સ્મશાન આવ્યું, તેમને તરસ લાગી તો ડોમની એક છોકરી તેમને પાણી આપવા આવી. તે છોકરી તેમને બહુ સારી લાગી. તેઓ તેને સારી શિક્ષા-દીક્ષા આપવાના ઉદ્દેશ્યથી પોતાની સાથે લઈ ગયા. ધીરે ધીરે એ છોકરી પ્રત્યે તેમના મનમાં પિતૃવત્ સ્નેહ વિકસિત થઈ ગયો. આ જ ભાવ લઈને એક દિવસ તેમના પ્રાણ પણ છૂટી ગયા.

આમ તો મહાત્માજી નિરંતર ભગવદ્ ચિંતન કર્યા કરતા હતા, પરંતુ પોતાના અંતિમ સમયે જ્યારે તેઓ તે છોકરીના ભવિષ્ય વિશે ચિંતાતુર હતા તો તેમનો જીવાત્મા એ જ આસક્તિ સાથે બંધાઈ ગયો. એટલા માટે જ્યારે એ ડોમની છોકરીનાં લગ્ન થયાં તો એ મહાત્માજીએ એ જ ઘરમાં દીકરા રૂપે જન્મ લીધો. આમ, જે સંગતિ મનમાં નિવાસ કરે છે, તે જ આપણા જીવાત્માની ગતિનું કારણ બની જાય છે. સત્સંગથી મનુષ્ય જ્યાં મહાન બને છે ત્યાં કુસંગ તેના પતનનું કારણ પણ બની જાય છે.

બાળપણમાં બાળકને જ્યાં સૌથી વધારે માતા-પિતાનો સંગ અને વ્યવહાર પ્રભાવિત કરે છે, ત્યાં શાળાના શિક્ષણનો ગાઢ પ્રભાવ પણ તેના જીવનમાં દેખાય છે. ઘણી વાર બાળકો બહુ સારી શાળાઓમાં ભણે છે, ભણી-

ગણીને મોટો થઈને ઉચ્ચ પદો પર પહોંચી જાય છે, પરંતુ સારા સંસ્કારના અભાવે, સાચી સંગતિ ન મળવાને કારણે તેઓ પતન અને પરાભવના માર્ગે ચાલ્યાં જાય છે. એટલા માટે સત્સંગતિનાં, સારા વિચારોનાં બીજ બાળકના મનમાં બાળપણથી જ વાવી દેવાં જોઈએ. વ્યક્તિની સારી સંગતિનો પ્રભાવ તેના પરિવાર પર તો પડે જ છે, સાથોસાથ સમાજ અને રાષ્ટ્ર પણ તેનાથી બાકાત નથી રહેતાં.

સારી સંગતિથી વ્યક્તિનું મન અને ચિત્ત નિર્મળ થાય છે. દિવસે દિવસે તેના વ્યક્તિત્વમાં નિખાર આવે છે. વ્યક્તિનું વ્યક્તિત્વ કેવું છે તેનાથી તેની સંગતિની ખબર પડે છે. ઘણી વાર એવું જોવા મળે છે કે કેટલાંક બાળકો સ્કૂલમાં ભણવા - ગણવામાં બહુ સારાં હોય છે, પરંતુ ખરાબ સોબતમાં ફસાઈને નશો કે મદ્યપાન કરવા લાગે છે. તેમનું જીવન બરબાદ થઈ જાય છે. તેઓ ખોટી ઝાકઝમાળમાં ફસાઈને પોતાની વાસ્તવિક શક્તિને ઓળખતાં નથી. કેટલીક વાર સારી સંગતિ ન મળવાને કારણે બાળક પોતાની પ્રતિભાનો વિકાસ કરી શકતું નથી, જ્યારે જો તેને સારી સંગતિ મળે છે તો તે પોતાના લક્ષ્યને પામવામાં સમર્થ થઈ જાય છે.

ઋગ્વેદની એક ઋચા કહે છે કે "તેજસ્વી અને ઉત્તમ માર્ગદર્શક મનુષ્યોની સંગતિ કરો." આ ઋચા બહુ મહત્ત્વપૂર્ણ છે કારણ કે મનુષ્ય એક સામાજિક પ્રાણી છે અને કોઈ પણ મનુષ્ય પોતાની સંગતિથી ઓળખાય છે. માનવની સંગતિ જેવી હોય છે, તેવો જ તે ધીરે ધીરે બની જાય છે. અજ્ઞાનીનો સંગ માનવના વ્યક્તિત્વ અને ચરિત્રનું પતન કરે છે, ત્યાં જ્ઞાનીનો સાથ વ્યક્તિના વ્યક્તિત્વનું ઉન્નયન કરે છે.

સત્સંગ આપણા અંતઃકરણને શુદ્ધ કરે છે અને સત્પથ પર ચાલવાની પ્રેરણા આપે છે. જ્યારે પણ આપણે કોઈની સાથે રહીએ છીએ, પરસ્પર જાણે - અજાણે જ એકબીજાનું અનુકરણ કરવા લાગીએ છીએ. જો ભલા મનુષ્યનો સાથ હશે, તો આપણે તેનું સ્વાભાવિક રીતે અનુકરણ કરતાં કરતાં ભલાં કર્મ કરવા લાગીશું. સુસંગતિ મનુષ્ય માટે અત્યંત જરૂરી છે, આ કારણે જ યુગઋષિ પરમ પૂજ્ય ગુરુદેવ પંડિત શ્રીરામ શર્મા આચાર્યજીએ પોતાના યુગ નિર્માણ સત્સંકલ્પમાં આ સૂત્ર આપ્યું છે કે "મનને કુવિચારો અને દુર્ભાવનાઓથી બચાવવા માટે સ્વાધ્યાય અને સત્સંગની વ્યવસ્થા રાખીશું."

દુષ્ટ વ્યક્તિ પણ સુસંગતિ પામીને એવી જ સુધરી જાય છે, જેવી રીતે પારસના સ્પર્શથી લોઢું સોનું બની જાય છે. નારદ ઋષિનો સત્સંગ પામી વાલ્મીકિ ઋષિ મહર્ષિ કહેવાયા, અંગુલિમાલ ડાકુ ભગવાન બુદ્ધનો સાથ પામીને ભિક્ષુ કહેવાયો અને અજામિલ પોતાના મનનો મેલ ધોઈને પ્રસિદ્ધ સંત કહેવાયો. આ કારણે રામચરિત માનસમાં તુલસીદાસજી કહે છે કે -

**એક ઘડી આધી ઘડી આધી મેં પુનિ આધ ।**
**તુલસી સંગત સાધુ કી હરે કોટિ અપરાધ ॥**
**કરિયે નિત સત્સંગ કો બાધા સકલ મિટાય ।**
**એસા અવસર ના મિલે દુર્લભ નર તન પાય ॥** ❋

*એક નગરમાં એક કુખ્યાત ચોર રહેતો હતો. તેણે પોતાના પુત્રને પણ ચોરી કરતાં શીખવી દીધું હતું. મરતી વખતે તેણે પોતાના પુત્રને શિક્ષણ આપ્યું કે "બેટા ! તું ભલે ગમે તે કરજે પણ ક્યારેય કોઈ સંતના સત્સંગનો ભાગ ન બનતો." એક વાર એ છોકરો રાત્રે ચોરી કરવા નીકળ્યો તો રસ્તામાં એક સંતનો આશ્રમ આવ્યો. તેને સંભળાયું કે સંત પોતાના શિષ્યોને કહી રહ્યા હતા, "આ સંસારમાં કર્મની ગતિ છે. પ્રત્યેક વ્યક્તિએ પોતાનાં શુભ - અશુભ કર્મોનું ફળ ભોગવવું જ પડે છે." બસ આટલું વાક્ય તેના કાનમાં પડવાની જ વાર હતી કે તેના મનમાં ઊથલ-પાથલ મચી ગઈ. ચોરી કરવાનું ભૂલીને તે સંતની પાસે પહોંચ્યો અને તેમને પૂછવા લાગ્યો કે શું તેણે પણ તેનાં દુષ્કર્મોનું ફળ ભોગવવું પડશે ? સંત બોલ્યા, "નિશ્ચિતપણે." સંતની વાત સાંભળીને તેણે પોતાનાં કુકર્મોનું પ્રાયશ્ચિત્ત કરવા માટે સાધકનું જીવન અપનાવી લીધું. ક્ષણભરના સત્સંગથી તેનું આખું જીવન બદલાઈ ગયું.*

# આત્મીયતાનો વિસ્તાર છે પ્રેમ

પ્રેમ એક એવો શબ્દ છે જેના અગણિત આયામ છે, અગણિત અભિવ્યક્તિઓ છે. ઘણાએ આના વિશે ઘણું બધું લખ્યું છે, પરંતુ આ વિષય ક્યારેય પોતાની સંપૂર્ણતા નથી પામી શક્યો. હંમેશાં કંઈક બાકી રહી ગયું લખવા માટે, કારણ કે પ્રેમનો સંબંધ ભાવનાઓ સાથે છે જેને વ્યક્ત કરી શકવાનું સંભવ નથી, પરંતુ તેને અનુભવી શકાય છે. આ અનુભવ પણ દરેક વ્યક્તિને પોત પોતાની રીતે અલગ - અલગ થાય છે. જેની જેવી ચેતના અને ચિત્તની સ્થિતિ હોય છે, તેવી જ તેની ભાવાભિવ્યક્તિ હોય છે. ચિત્ત અને ચેતનાના નિમ્ન ધરાતલ પર પ્રેમ જ વાસનાના મટમેલા રૂપે થાય છે અને તેના જ ઉચ્ચ ધરાતલ પર આ જ વાસનાઓ રૂપાંતરિત થઈને વિશુદ્ધ પ્રેમ 'ભક્તિ'માં બદલાઈ જાય છે.

માનવ જીવનની દરેક પેઢીએ પ્રેમની પોતપોતાની રીતે વ્યાખ્યા કરી છે. શાસ્ત્રોમાં પ્રેમનું એક અનુપમ ઉદાહરણ રાધાકૃષ્ણના પ્રેમ રૂપે છે. જોકે રાધા અને કૃષ્ણનાં લગ્ન થયાં ન હતાં, પરંતુ રાધા માટે કૃષ્ણ ક્યારેય સંબંધોથી બંધાયેલા ન રહ્યા, પરંતુ તેની ભાવનાઓમાં સદા જીવંત રહ્યા. પ્રેમનું પ્રતીક આ જોડી ચિરકાળ સુધી આદર્શ પ્રેમ માટે ઓળખાશે. હિન્દુ અને મુસ્લિમ સાહિત્યકારોએ પણ રાધા-કૃષ્ણના દિવ્ય પ્રેમનાં પોત પોતાની રીતે વખાણ કર્યાં છે. પ્રકૃતિ અને પુરુષના સનાતન પ્રેમની સર્વોત્કૃષ્ટ અભિવ્યક્તિ છે - રાધાકૃષ્ણનો પ્રેમ.

પ્રેમને સ્ત્રી-પુરુષની દૈહિક સીમાઓમાં બાંધવો એ પ્રેમના વાસ્તવિક સત્ય સાથે અન્યાય છે. પ્રેમને જ્યારે કોઈ સીમામાં બાંધવામાં આવે છે તો તે પ્રેમ રહી જતો નથી પરંતુ એક સમાધાનમાં બદલાઈ જાય છે. સાચો પ્રેમ વિશાળ ગગન જેવો છે, અપેક્ષાઓથી પર હોય છે અને ફક્ત આપતા રહેવા માટે પ્રતિબદ્ધ હોય છે. પ્રેમ જ્યારે વાસ્તવિક રૂપમાં હોય છે તો પરમાનંદ જન્મે છે. પ્રેમની વ્યાખ્યા એવી રીતે કરી શકાતી નથી જેવી રીતે પરમાનંદની અનુભૂતિને શબ્દોના માધ્યમથી બતાવી શકાતી નથી, તે તો પોતે અનુભવ કરીને જ જાણી શકાય છે.

પરમાત્મા સાથે જીવાત્માનું મિલન જ માનવીય પ્રેમની સર્વોચ્ચ પરિણતિ છે. આ મિલન ત્યારે થઈ શકે છે જ્યારે માનવીય ચિત્ત શુદ્ધ, પૂર્ણપણે પરિષ્કૃત અને પ્રકાશિત હોય તથા ભગવાન પ્રત્યે નિર્મળ પ્રેમની અભીપ્સા પોતાના અંતઃકરણમાં ભરેલી હોય. તેનું એક અનુપમ ઉદાહરણ મીરાનો કૃષ્ણ પ્રત્યેનો પ્રેમ છે, તુલસીનો રામ પ્રત્યેનો પ્રેમ છે. પ્રેમ માટે સ્ત્રી-પુરુષ મહત્ત્વ નથી ધરાવતા, મહત્ત્વ ધરાવે છે તો કેવળ પરિષ્કૃત ભાવનાઓ. સ્થૂળ શરીરની સીમા સાથે પણ પ્રેમને કોઈ લેવા-દેવા નથી. આ કારણે સુરદાસ નેત્રવિહીન હોવા છતાં પણ પોતાના ઈષ્ટ ભગવાન કૃષ્ણની સમસ્ત લીલાઓને અંતર્મનમાં જોઈ શકતા હતા અને ભાવભક્તિમાં ડૂબેલા રહેતા હતા.

પ્રેમ ઈશ્વરની જેમ અનંત અને અનાદિ છે. પ્રેમ પોતે પૂર્ણ હોય છે અને તેની અભિવ્યક્તિ ક્યારેય શબ્દો દ્વારા પૂર્ણ થઈ શકતી નથી; કારણ કે તે શબ્દથી પર અનુભૂતિનો સાગર છે, જેનું રહસ્ય અનંત ઊંડાણ છે. જેની વિશાળતાની કોઈ સીમા નથી. તે વિશાળ અનુભૂતિના સાગરમાં જે કોઈ ક્યારેક ડૂબ્યું, તે ક્યારેય બહાર ન આવી શક્યું અને ન ક્યારેય તેણે બહાર આવવા ઈચ્છ્યું.

પ્રેમની દોરી બહુ સુકોમળ હોય છે, પણ મજબૂત પણ એટલી હોય છે કે તે ઈશ્વર સુધ્ધાંને બાંધી શકે છે. આમ જોવા જઈએ તો પ્રેમને કારણે જ ઘર-પરિવાર વસેલા રહે છે. પ્રેમને કારણે જ કુટુંબ ઉછરે છે અને વિકસે છે. યુગઋષિ પરમ પૂજ્ય ગુરુદેવે વિશાળ ગાયત્રી પરિવારનું નિર્માણ આ પ્રેમની દોરીથી કર્યું. તેમનું કહેવું હતું કે પ્રેમ - પ્રેમ - પ્રેમ બસ આ જ મારો મંત્ર છે. આ મંત્રના છાંયડા હેઠળ અખિલ વિશ્વ ગાયત્રી પરિવાર આજે પણ ફૂલીફાલી રહ્યો છે, સુપોષિત થઈ રહ્યો છે. આ પરિવારમાં કોઈ ક્યાંયથી પણ આવે છે અને જાય છે. પોતાનો જ

પરિવાર પામે છે, પોતાપણું પામે છે. આત્મીયતા, પોતાપણું પ્રેમનું જ એક વિસ્તૃત રૂપ છે જેમાં વ્યક્તિ પોતાપણાનો વિસ્તાર કરે છે.

પ્રેમ વિશે દુનિયામાં લોકોની સમજ ત્યાં સુધી અધૂરી અને અપૂર્ણ કહેવાશે, જ્યાં સુધી તે પ્રેમને મેળવવા માગશે. કારણ કે પ્રેમ મેળવવાની કોશિશોથી નથી મળતો, તે તો હંમેશાં આપવાથી જ પ્રાપ્ત થાય છે. પ્રેમમાં આપવું એ જ મેળવવાનું નામ છે. આ સત્યને જે કોઈ જાણે છે અને અનુભવે છે, તે જ સાચો પ્રેમી છે. પ્રેમ એક દાન છે, ભીખ નહિ. પ્રેમ માગ નથી, ભેટ છે. પ્રેમ કોઈ ભિખારીની જેમ રિક્તતા નથી, પરંતુ સમ્રાટની જેમ ઐશ્વર્યપૂર્ણ હોવાનો અહેસાસ છે. પ્રેમ ખાલીપણાનું નામ નથી, પરંતુ પૂર્ણપણે સુંદર - સુકોમળ - શુદ્ધ ભાવનાઓથી ભરેલા હોવાનું નામ છે.

આપણે ઘણી વાર એવી ગેરસમજમાં રહીએ છીએ કે આપણે પ્રેમમાં છીએ જ્યારે આપણે તો આકર્ષણ અને મોહપાશમાં બંધાયેલા હોઈએ છીએ. જે સાચા પ્રેમી હોય છે, તે પ્રેમીને ઓછું, પ્રેમના સૌંદર્યને વધારે ઓળખે છે. પ્રેમની ચમક સદાય ભીતર જ વસે છે, તેની આંતરિક બનાવટ તેને નિખારતી રહે છે. પ્રેમનો આધાર આંતરિક વિશ્વાસ છે. તેનું સૌથી ઉત્કટ મૂલ્ય સ્વતંત્રતા છે. જેટલી વધારે સ્વતંત્રતા હશે, એટલી જ જીવનમાં તાજગી જળવાઈ રહેશે. આપણે ચૂકીએ છીએ ત્યાં જ, જ્યાં આપણે પ્રેમને એવી ચીજ સમજી લઈએ છીએ, જે પોકેટમાં રાખી શકાય, જ્યારે વાસ્તવમાં એવું છે જ નહિ. આ વિશે મહાન વિચારક ડોરોથી પાર્કર કહે છે કે "પ્રેમ હથેળી પર રાખેલા પારા જેવો છે, મુઠ્ઠી ખુલ્લી રાખવાથી તે રહે છે અને બંધ કરવાથી નીકળી જાય છે. દુનિયા એમની જ છે, જેમણે આને ખુલ્લી હથેળી પર રાખ્યો છે. જે કહે છે કે મેં તો પ્રેમમાં કાંઈ નથી મેળવ્યું, તે મુઠ્ઠી બંધ કરનાર લોકોમાંના હોય છે."

સાંસારિક જીવનમાં જો પ્રેમની સ્થિતિ જોઈએ તો શરૂ - શરૂમાં તે બહુ મધુર હોય છે અને અંતે એટલો કડવો થઈ જાય છે કે તેને નિભાવી શકવાનું એક ક્ષણ માટે પણ મુશ્કેલ થઈ જાય છે કારણ કે આ વાસ્તવિક પ્રેમ નથી પરંતુ તેમાં વિકૃતિ છે. પ્રેમની આ ગતિ, વિકૃતિ શા માટે છે ? આધુનિક જગતમાં જેમ જેમ મનુષ્યની બુદ્ધિ વિકસિત થતી ગઈ, તેમ તેમ તેની પ્રેમ કરવાની ક્ષમતા ઓછી થતી ગઈ કારણ કે તેનું દિમાગ વધારે મોટું થતું ગયું અને દિલ સંકોચાતું ગયું. પ્રેમની ચાહત તો લોકોમાં બહુ છે, પરંતુ તેના માટે એ માહોલ નથી જેમાં તે વિકસે.

પ્રેમ એક બીજ સમાન હોય છે, જેને સીંચવો પડે છે. તેની દેખભાળ કરવી પડે છે. તેના વધવાની રાહ જોવી પડે છે. આ બધું ન થવાથી પ્રેમનો છોડ ફૂલીફાલી શકતો નથી. આજે જેને આપણે પ્રેમ કહીએ છીએ તે ફક્ત ભાવુકતા છે અને આ ભાવુકતા સાથે આપણી ભીતર ઈર્ષ્યા, ક્રોધ, નફરત, એક-બીજાને પકડી રાખવાની વૃત્તિના ભાવ પણ છે જે સમય સાથે પ્રકટ થવા લાગે છે અને પોતાનું વિલક્ષણ રૂપ લડાઈ - ઝઘડા રૂપે બતાવે છે. જ્યાં સુધી અંતર્મનમાં વસેલા આ ભાવ શુદ્ધ નહિ થાય, પરિષ્કૃત અને રૂપાંતરિત નહિ થાય, ત્યાં સુધી આપણે પ્રેમને જાણી શકીશું નહિ અને સાચો પ્રેમ કરી શકીશું નહિ. *

*પ્રસિદ્ધ સૂફી સંત ઉમરનો સ્વભાવ હતો કે તેઓ પરોપકાર કે લોકહિતના ઉદ્દેશ્યથી લોકોની પરીક્ષા લેતા રહેતા હતા. એક વાર તેઓ દેશાટન પર નીકળ્યા તો તેમને રસ્તામાં એક ગોવાળ મળ્યો. ઉમરે તેને એક બકરી આપવાનું કહ્યું. ગોવાળે પોતાના માલિકનો હવાલો આપીને આમ કરવામાં અસમર્થતા બતાવી. ત્યારે ઉમરે તેને કહ્યું - "આટલી બધી બકરીઓ છે. એમાંથી એક ઓછી થઈ જશે તો તારા માલિકને થોડી ખબર પડશે? આમ પણ તારો માલિક તો અહીં છે નહિ." ગોવાળ બોલ્યો, "મારો માલિક તો જોઈ નથી રહ્યો પણ સૌનો માલિક ખુદા તો જોઈ જ રહ્યો છે. તેની સાથે ધોખો કેવી રીતે કરી શકું?" ઉમર તેને લઈને તેના માલિક પાસે ગયા અને તેને આખી ઘટના કહી સંભળાવી. એ ગોવાળ એ વ્યક્તિને ત્યાં ગુલામ તરીકે કામ કરતો હતો. ઉમરે માલિકને કહ્યું, "ખુદાના બંદાને કોણ ગુલામ બનાવી શકે છે? તું આને મારી સાથે આવવા દે." ગોવાળના માલિકે તેને આઝાદ કરી દીધો અને તે ગોવાળ સૂફી સંત ઉમરના શિષ્ય તરીકે પ્રસિદ્ધ થયો.*

# અહિંસા જન્મે તો ભાવશૂન્યતા મીટે



ભૌતિક પ્રગતિના નામે મનુષ્યએ સુવિધાઓના અંબાર ખડકી દીધા અને વિકાસના નામે પ્રકૃતિનું અધાધૂંધ દોહન પણ કર્યું પરંતુ તેમ છતાં આટલી પ્રગતિ અને વિકાસ છતાં પણ મનુષ્ય પોતાના જીવનથી સુખી અને સંતુષ્ટ દેખાતો નથી. જીવનને સુખી બનાવવા માટે મનુષ્યએ અનેક જતન કર્યાં છે પરંતુ અનેક સુખ-સુવિધાઓનાં સાધનો હોવા છતાં પણ તે પહેલાં કરતાં વધારે દુઃખી, પરેશાન, નિરાશ, અશાંત અને અસંતુષ્ટ નજરે પડે છે. તેની સાથે જ મનુષ્યના શારીરિક અને માનસિક રોગ પણ એટલા પ્રમાણમાં વધ્યા છે. તેનું એક કારણ મનુષ્યના અંતર્મનની ભાવશૂન્યતા છે, જે સમયની સાથે નિરંતર વધતી જઈ રહી છે.

જેટલા પ્રમાણમાં મનુષ્યએ ભૌતિક પ્રગતિ કરી છે, તેટલા પ્રમાણમાં તેણે આંતરિક પ્રગતિની ઉપેક્ષા પણ કરી છે. જ્યારે જ્યારે બાહ્ય અને આંતરિક જીવનનું સંતુલન બગડ્યું છે, ત્યારે ત્યારે સમસ્યાઓ ઉત્પન્ન થઈ છે. ભૌતિકતાની ઝાકઝમાળમાં પડીને મનુષ્યએ જીવનમૂલ્યોને નકાર્યાં છે. સ્વાર્થ, અહંકાર, ઈર્ષ્યા, દ્વેષ, વગેરેમાં પડીને વ્યક્તિગત હિતને જ સર્વસ્વ માની લીધું અને પરહિત - પરપીડાની ઉપેક્ષા કરી છે. મનુષ્ય એ ભૂલી ગયો કે તે એક સામાજિક પ્રાણી છે. તેનાં સુખ અને દુઃખ સમાજ સાથે જોડાયેલાં છે. તેનો સમાજ જેટલા પ્રમાણમાં સુખી હોય, તેટલા પ્રમાણમાં જ તે સુખી થઈ શકે છે. તે સમાજની ઉપેક્ષા કરીને પોતાના માટે સુખનાં સાધન તો ભેગાં કરી શકે છે પરંતુ જીવનને સુખી બનાવી શકતો નથી.

સ્વાર્થી અને અહંકારી વ્યક્તિ ક્યારેય સુખી અને સંતુષ્ટ હોઈ શકતી નથી કારણ કે તેના મનમાં સદાય કંઈક પામવાની ઈચ્છા સળવળતી જ રહે છે. સ્વાર્થની સાથે અહંકાર, ઈર્ષ્યા, દ્વેષ વગેરે અવગુણ આપોઆપ જ જોડાઈ જાય છે. અહંકાર ક્યારેય થોડાકમાં સંતુષ્ટ નથી થતો પરંતુ તે તો ખૂબ વધારે, સૌથી વધારે, સર્વશ્રેષ્ઠની અપેક્ષા રાખે છે. આના લીધે વ્યક્તિમાં ઈર્ષ્યા - દ્વેષનો ઉદય થાય છે. જે બીજાના શોષણનું કારણ બને છે. આનાથી ઉત્પન્ન થાય છે - ભાવશૂન્યતા.

આજે મનુષ્ય મકાન તો આલીશાન બનાવી રહ્યો છે, પણ ઘર વસાવી શકતો નથી કારણ કે આજે પરિવારના સભ્યો વચ્ચે પ્રેમ અને વિશ્વાસની કમી આવતી જઈ રહી છે. મનુષ્યની વચ્ચે પરસ્પર પ્રેમનો ભાવ ન હોવો, દયાભાવ અને સમર્પણ ન હોવાં, એ વ્યક્તિની અંદર ભાવશૂન્યતાને જન્મ આપે છે અને આ ભાવશૂન્યતા જ સમસ્ત રોગનું મૂળ કારણ છે. આના લીધે વ્યક્તિનું મન અશાંત થઈ ગયું છે. આ કારણસર જીવનમાં બધું જ હોવા છતાં પણ સુખ, શાંતિ અને સંતોષ નથી.

આજે મનુષ્ય એક ભાવશૂન્યતાની સ્થિતિમાં જીવી રહ્યો છે કારણ કે પ્રેમ અને દયાનું સ્થાન સ્વાર્થ અને અહંકારે લઈ લીધું છે. સેવા અને ત્યાગનું સ્થાન ઈર્ષ્યા અને દ્વેષે લઈ લીધું છે. વ્યક્તિ પોતાના સ્વાર્થ અને અહંકારની પૂર્તિ માટે બીજાનું શોષણ કરવામાં લાગ્યો છે, એટલે સુધી કે તેણે આ સ્વાર્થની દોડમાં પ્રકૃતિને પણ છોડી નથી. આના લીધે પ્રકૃતિનું સંતુલન પણ બગડી ગયું છે, જેનાં વિનાશકારી પરિણામોથી સૌ પરિચિત છે. જ્યાં સુધી વ્યક્તિમાં ભાવશૂન્યતા બની રહેશે ત્યાં સુધી આ વિનાશલીલા સતત ચાલતી જ રહેશે.

જો મનુષ્ય પોતાના જીવનને સુખી, શાંત અને સંતુષ્ટ બનાવવા માગતો હોય તો સૌથી પહેલાં તેણે આ ભાવશૂન્યતાની સ્થિતિમાંથી બહાર નીકળવું પડશે. ભગવાન મહાવીરે આનું એક અચૂક સમાધાન બતાવ્યું છે, તેઓ જીવનપર્યંત આનો જ ઉપદેશ આપતા રહ્યા અને એ માર્ગ છે - અહિંસાનો. અહિંસા જ એ માર્ગ છે જેના માધ્યમથી મનુષ્યમાં વ્યાપ્ત ભાવશૂન્યતાને નષ્ટ કરી શકાય છે. એટલા માટે તેઓ કહેતા હતા કે 'જીવો પ્રત્યે દયા રાખો, ઘૃણા વિનાશ તરફ લઈ જાય છે.' તેમણે એવું પણ કહ્યું છે - 'કોઈ પણ જીવને નુકસાન ન પહોંચાડો, તેના પર અત્યાચાર ન કરો, તેને દાસ ન

બનાવો, તેનું અપમાન ન કરો, તેને પ્રતાડિત ન કરો, તેને ઠેસ ન પહોંચાડો અને તેનો જીવ ન લો.'

અહિંસા એક બહુ જ વ્યાપક શબ્દ છે જેના કેટલાય અર્થ છે. સાધારણ રીતે અહિંસાનો અર્થ કોઈને ન મારવા, ન સતાવવા, દુઃખ ન આપવું અને હિંસા ન કરવી એવો છે. જેના દ્વારા કોઈને શારીરિક કે માનસિક કષ્ટ પહોંચતું હોય એવાં બધાં કાર્યો હિંસા કહેવાય છે. હિંસાનો જન્મ અવિદ્યાથી થાય છે. હિંસાનું ક્ષેત્ર સ્થૂળ શરીરથી માંડીને મન અને બુદ્ધિના ધરાતલ પર કરવામાં આવેલાં ઘાતક અને નકારાત્મક કાર્યો, પ્રવૃત્તિઓ અને વ્યવહાર સુધી ફેલાયેલું છે. હિંસા વ્યક્તિને વણમાગે કર્મફળ એટલે કે અપ્રિય સંસ્કારોના બંધનમાં બાંધે છે. આ સંસ્કારોના પ્રભાવ રૂપે બીજા જન્મમાં વ્યક્તિની અંદર હિંસક પ્રવૃત્તિ વધારે પ્રબળ થઈ જાય છે. આ હિંસક કર્મ વ્યક્તિને અધોગતિ તરફ લઈ જાય છે. આમ, હિંસક વ્યક્તિ પોતાના જીવનનાં વાંછિત લક્ષ્યો પ્રાપ્ત કરવાથી વંચિત રહી જાય છે.

મહાત્મા ગાંધી અનુસાર - 'કુવિચાર, ઉતાવળાપણું, દ્વેષ, કોઈનું ખરાબ ઈચ્છવું વગેરે હિંસા છે. જેની દુનિયામાં જરૂર છે, તેના પર કબજો રાખવો એ પણ હિંસા છે. તદુપરાંત કોઈને મારવા, કટુ વચન બોલવાં, મન દુભાવવું, કષ્ટ આપવું એ તો હિંસા છે જ. આ બધાથી બચવું એ અહિંસાનું પાલન છે.' હિંસા ત્યારે સંભવ છે જ્યારે વ્યક્તિનું હૃદય સંવેદનશીલ હોય છે. સંવેદનશીલ વ્યક્તિ ક્યારેય હિંસાના માર્ગે ચાલતી નથી.

આ દર્શાવતો એક પ્રસંગ છે - કૌશાંબીના રાજગૃહમાં કારુ કસૂરી નામનો એક કસાઈ રહેતો હતો. તે પશુઓનું માંસ વેચીને પોતાનું ગુજરાન ચલાવતો હતો. રાજગૃહમાં બૌદ્ધ સંત આવતા રહેતા હતા. તે ક્યારેક ક્યારેક તેમનાં દર્શન માટે પણ જતો હતો. સંત કોઈ પણ પ્રકારની હિંસા ન કરવાની પ્રેરણા આપ્યા કરતા હતા. કારુ કસૂરી કહેતો હતો કે હું મારા બાપદાદાનો ધંધો કેવી રીતે છોડી દઉં ? જો હું હિંસા ન કરું તો ખાઉં શું ? જ્યારે કારુ કસાઈ વૃદ્ધ થઈ ગયો તો તેણે તલવાર પોતાના દીકરા સુલસને સોંપી દીધી. કસાઈઓની પંચાયતમાં સુલસને કહેવામાં આવ્યું કે કુળદેવીની પ્રતિમા સામે ભેંસનો બલિ આપ. સુલસનું હૃદય પશુઓના વધ વખતે તેમનો તરફડાટ જોઈને દ્રવિત થઈ ઊઠતું હતું. એટલે તેનાથી તલવાર ન ઉપાડાઈ. મુખિયાએ ફરીથી તેને કહ્યું - "બેટા ! આ આપણી કુળ પરંપરા છે. દેવીને પ્રસન્ન કરવા માટે લોહી કાઢવું પડે છે."

સુલસે ભેંસને બદલે પોતાના પગ પર તલવારનો ઘા કરી દીધો. પગમાંથી લોહી નીકળવા લાગ્યું. આમ કરવાનું કારણ પૂછતાં સુલસ બોલ્યો, "જો કુળદેવીને લોહીની જ ઈચ્છા હોય તો કોઈ નિર્દોષનું લોહી વહેવડાવવા કરતાં સારું છે કે તેઓ મારા જ લોહીનો સ્વીકાર કરી લે." તેનો ઉત્તર સાંભળીને કારુ કસાઈનું હૃદય દ્રવિત થઈ ઊઠ્યું અને એ દિવસ પછીથી તેના પરિવારમાં પશુવધ બંધ કરી દેવામાં આવ્યો.

આજે સમાજમાં જે કાંઈ આતંકવાદ, હુલ્લડ, ખૂન ખરાબા વધી રહ્યા છે, તે બધા ભાવશૂન્યતા અને સંવેદનહીનતાના કારણે ઊપજ્યા છે. આ બધું ત્યારે જ સમાપ્ત થઈ શકે છે જ્યારે વ્યક્તિની અંદર સંવેદના જાગે અને તે પ્રાણીમાત્રના કલ્યાણની વાત વિચારે. મહર્ષિ પતંજલિના અષ્ટાંગ યોગ સૂત્રમાં પ્રથમ અંગ - યમ અંતર્ગત સૌથી પહેલાં અહિંસા આવે છે. આ એ માર્ગ છે જે મનુષ્યની અંદર પ્રેમ, કરુણા, સેવા, દયા વગેરેનો ભાવ જાગૃત કરે છે, જેનાથી આત્મીયતા, પોતાપણાનો વિસ્તાર થાય છે અને ભાવશૂન્યતાનો લય થાય છે. વ્યક્તિ જો ઈચ્છે તો અહિંસાના મૂળ મર્મને અપનાવીને ફરીથી પોતાના જીવનને સરસ બનાવી શકે છે. *

આરણ્યકમાં બેઠા બેઠા ઋષિ ધ્યાન કરી રહ્યા હતા. શિષ્યોના મનમાં જિજ્ઞાસા જાગી કે ધ્યાનની મહત્તા વધારે છે કે તીર્થાટનની. ઋષિએ શિષ્યોની જિજ્ઞાસાનું સમાધાન કરતાં કહ્યું -

નાસ્તિ ધ્યાનસમં તીર્થં નાસ્તિ ધ્યાનસમં તપઃ ।
નાસ્તિ ધ્યાનરૂપો યજ્ઞસ્તસ્માદ્ ધ્યાનં સમાચરેત્ ॥

અર્થાત્ ધ્યાન સમાન કોઈ તીર્થ નથી, ધ્યાન સમાન કોઈ તપ નથી અને ધ્યાન સમાન કોઈ યજ્ઞ નથી. એટલા માટે ધ્યાનનું આચરણ કોઈ પણ સ્થિતિમાં છોડવું ન જોઈએ.

# તે આદિશક્તિ પરમેશ્વરી જ બ્રહ્મ છે



આદિશક્તિની લીલાકથા અદ્‌ભુત અને અપૂર્વ છે. તેમાં જીવન અને જગતનું પ્રત્યેક રહસ્ય સમાયેલું છે. આખરે જગત હોય કે જીવન, જન્મ્યું છે તો જગન્માતાની કૂખમાંથી જ. તેઓ જ આધાર છે તેનો. તેમના વિના તેની કોઈ સંભાવના નથી. તર્કશીલ મન માટે આ સમજવું થોડું મુશ્કેલ છે. તર્કના ગણિતના ઢાંચામાં આ સત્ય સમાહિત થતું નથી, સમાતું નથી. તેણે જગત માટે, જીવન માટે અનેક વ્યાખ્યાઓ શોધી રાખી છે અને પોતાના તાર્કિક તંતુઓથી અનેક સંરચનાઓ ગૂંથી રાખી છે.

હા, એ વાત અલગ છે કે આવી વ્યાખ્યાઓ, આવી સંરચનાઓ અવારનવાર બદલાતી રહે છે. તર્કનો ઢાંચો, તર્કનાં બીબાં, તર્કની તંતુજાળ બધું જ બદલાઈ જાય છે. જે આજ સુધી સાચું હતું, તે કાલે ખોટું થઈ જાય છે. આજ સુધી જેના સાચા હોવા માટે તર્ક આપવામાં આવતા હતા, તે બધા જ તર્ક કાલે તેને ખોટું હોવા માટે આપવામાં આવે છે. ત્યારે શું કહેવું, એ જ ને કે તર્કને સત્ય સાથે કોઈ સીધો સંબંધ નથી.

સત્યનો સંબંધ તો સત્ય જોઈ શકનારી દૃષ્ટિ સાથે છે. સત્યનું અનુમાન લગાવનારા બૌદ્ધિક તર્ક તેનાથી સદા અજાણ રહે છે. જેની પાસે દૃષ્ટિ છે તે સત્યને જાણી લે છે, સહજપણે ઓળખી લે છે. તેઓ જાણે છે કે ખરેખર જગન્માતા જ જગત અને જીવનનો આધાર છે. તેઓ જ એકમાત્ર સ્રોત છે એનો. જગત હોય કે જીવન, તે તેમનામાંથી જ ઊપજ્યાં છે અને વિકસ્યાં છે. જગન્માતા આદિ છે, અંત છે. તેઓ અનાદિ છે, અનંત છે.

તેમને જાણવા - સમજવાથી બધું જ જાણી - સમજી લેવામાં આવે છે. તેમને પોકારવાથી તમામ સમસ્યાઓનું સહજ સમાધાન થાય છે. ત્યારે જ તો સૃષ્ટિના સર્જનહાર બ્રહ્મા તેમને ભક્તિ ભાવથી પોકારી રહ્યા છે. મધુ - કૈટભે તેમને આતંકિત કરી રાખ્યા છે. આ અનુભૂતિ કેવળ બ્રહ્મદેવની જ નથી, બધાની છે. મીઠો મધુ હોય કે કડવો કૈટભ, બંને બુદ્ધિને, ચિત્તને ભરમાવતા રહે છે. રાગની મીઠાશ હોય કે દ્વેષની કડવાશ. બંનેથી ચિત્ત, ચિંતન અને ચેતના ભરમાતી રહે છે. જગન્માતાની કૃપા જ તેમાંથી ઉગારી શકે છે.

આદિશક્તિની લીલાકથાની પાછલી કડીમાં આ જ સત્ય દૃષ્ટિને કહેવામાં આવી હતી. બ્રહ્મદેવ પોતાની સ્તુતિમાં આ જ સત્યને અભિવ્યક્તિ આપી રહ્યા છે. તેમણે કહ્યું - "હે દેવી ! તમે જ સંધ્યા સાવિત્રી તથા પરમ જનની છો. હે દેવી ! તમે જ આ બ્રહ્માંડને ધારણ કરો છો. તમારાથી જ આ જગતની સૃષ્ટિ થાય છે." બ્રહ્મદેવનું આ કથન તેમની અનુભૂતિ છે. જગતનું, જીવનનું પ્રત્યક્ષ સત્ય તો એ જ છે કે તેનું સર્જન સ્વયં બ્રહ્મદેવ કરે છે. પરંતુ યથાર્થ તો એ જ છે કે સ્વયં બ્રહ્મદેવને પણ રૂપ અને આકાર સ્વયં જગન્માતાએ જ આપ્યા છે. ત્યારે જ તો તેમની વાણીમાં આ સત્યની સ્પષ્ટતા છે. પોતાના અવરોધોના નિવારણ - નિરાકરણ માટે તેઓ તેમને જ પોકારી રહ્યા છે. આ ક્રમમાં તેઓ આગળ કહે છે -

**ત્વયૈતત્પાલ્યતે દેવિ ત્વમત્સ્યન્તે ચ સર્વદા ।**
**વિસૃષ્ટૌ સૃષ્ટિરૂપા ત્વં સ્થિતિરૂપા ચ પાલને ॥**

૧/૧/૭૬

અર્થ - હે દેવી ! તમારાથી જ તેનું પાલન થાય છે અને સદાય તમે જ કલ્પના અંતે બધાને પોતાનો કોળિયો બનાવી લો છો. આ જગતની ઉત્પત્તિ વખતે તમે સૃષ્ટિરૂપા છો, પાલન કાળમાં તમે જ સ્થિતિરૂપા છો.

ભક્ત કવિનો કાવ્યાનુવાદ -

**યહ સબ તુમ હો ધારણ કરતી, ઈસ જગત કો ઉપજાતી હો ।**
**દેવિ ! ઈસે ફિર પાલન કરતી, ઔર અન્ત મેં ખાતી હો ॥**

જીવન અને જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય આદિશક્તિ જગન્માતાથી જ છે. સર્જનહાર બ્રહ્માજીના આ સ્તુતિ કથન સાથે મળતું આવતું કથન બ્રહ્મસૂત્ર એટલે કે વેદાંત દર્શનમાં પણ છે. તેમાં કહેવાયું છે - **'જગમાદ્યસ્ય યતઃ - ૧/૧/૨/'** જેનો ભાવાર્થ છે કે દેખાતા આ જગતનો જન્મ આદિ અર્થાત્ ઉત્પત્તિ, સ્થિતિ અને લય જેના દ્વારા થાય છે, તે જ બ્રહ્મ છે. દેવી સ્વયં

આદિશક્તિની લીલા કથા - ૯૯

# તે આદિશક્તિ પરમેશ્વરી જ બ્રહ્મ છે



આદિશક્તિની લીલાકથા અદ્‌ભુત અને અપૂર્વ છે. તેમાં જીવન અને જગતનું પ્રત્યેક રહસ્ય સમાયેલું છે. આખરે જગત હોય કે જીવન, જન્મ્યું છે તો જગન્માતાની કૂખમાંથી જ. તેઓ જ આધાર છે તેનો. તેમના વિના તેની કોઈ સંભાવના નથી. તર્કશીલ મન માટે આ સમજવું થોડું મુશ્કેલ છે. તર્કના ગણિતના ઢાંચામાં આ સત્ય સમાહિત થતું નથી, સમાતું નથી. તેણે જગત માટે, જીવન માટે અનેક વ્યાખ્યાઓ શોધી રાખી છે અને પોતાના તાર્કિક તંતુઓથી અનેક સંરચનાઓ ગૂંથી રાખી છે.

હા, એ વાત અલગ છે કે આવી વ્યાખ્યાઓ, આવી સંરચનાઓ અવારનવાર બદલાતી રહે છે. તર્કનો ઢાંચો, તર્કનાં બીબાં, તર્કની તંતુજાળ બધું જ બદલાઈ જાય છે. જે આજ સુધી સાચું હતું, તે કાલે ખોટું થઈ જાય છે. આજ સુધી જેના સાચા હોવા માટે તર્ક આપવામાં આવતા હતા, તે બધા જ તર્ક કાલે તેને ખોટું હોવા માટે આપવામાં આવે છે. ત્યારે શું કહેવું, એ જ ને કે તર્કને સત્ય સાથે કોઈ સીધો સંબંધ નથી.

સત્યનો સંબંધ તો સત્ય જોઈ શકનારી દૃષ્ટિ સાથે છે. સત્યનું અનુમાન લગાવનારા બૌદ્ધિક તર્ક તેનાથી સદા અજાણ રહે છે. જેની પાસે દૃષ્ટિ છે તે સત્યને જાણી લે છે, સહજપણે ઓળખી લે છે. તેઓ જાણે છે કે ખરેખર જગન્માતા જ જગત અને જીવનનો આધાર છે. તેઓ જ એકમાત્ર સ્રોત છે એનો. જગત હોય કે જીવન, તે તેમનામાંથી જ ઊપજ્યાં છે અને વિકસ્યાં છે. જગન્માતા આદિ છે, અંત છે. તેઓ અનાદિ છે, અનંત છે.

તેમને જાણવા - સમજવાથી બધું જ જાણી - સમજી લેવામાં આવે છે. તેમને પોકારવાથી તમામ સમસ્યાઓનું સહજ સમાધાન થાય છે. ત્યારે જ તો સૃષ્ટિના સર્જનહાર બ્રહ્મા તેમને ભક્તિ ભાવથી પોકારી રહ્યા છે. મધુ - કૈટભે તેમને આતંકિત કરી રાખ્યા છે. આ અનુભૂતિ કેવળ બ્રહ્મદેવની જ નથી, બધાની છે. મીઠો મધુ હોય કે કડવો કૈટભ, બંને બુદ્ધિને, ચિત્તને ભરમાવતા રહે છે. રાગની મીઠાશ હોય કે દ્વેષની કડવાશ. બંનેથી ચિત્ત, ચિંતન અને ચેતના ભરમાતી રહે છે. જગન્માતાની કૃપા જ તેમાંથી ઉગારી શકે છે.

આદિશક્તિની લીલાકથાની પાછલી કડીમાં આ જ સત્ય દૃષ્ટિને કહેવામાં આવી હતી. બ્રહ્મદેવ પોતાની સ્તુતિમાં આ જ સત્યને અભિવ્યક્તિ આપી રહ્યા છે. તેમણે કહ્યું - "હે દેવી ! તમે જ સંધ્યા સાવિત્રી તથા પરમ જનની છો. હે દેવી ! તમે જ આ બ્રહ્માંડને ધારણ કરો છો. તમારાથી જ આ જગતની સૃષ્ટિ થાય છે." બ્રહ્મદેવનું આ કથન તેમની અનુભૂતિ છે. જગતનું, જીવનનું પ્રત્યક્ષ સત્ય તો એ જ છે કે તેનું સર્જન સ્વયં બ્રહ્મદેવ કરે છે. પરંતુ યથાર્થ તો એ જ છે કે સ્વયં બ્રહ્મદેવને પણ રૂપ અને આકાર સ્વયં જગન્માતાએ જ આપ્યા છે. ત્યારે જ તો તેમની વાણીમાં આ સત્યની સ્પષ્ટતા છે. પોતાના અવરોધોના નિવારણ - નિરાકરણ માટે તેઓ તેમને જ પોકારી રહ્યા છે. આ ક્રમમાં તેઓ આગળ કહે છે -

**ત્વયૈતત્પાલ્યતે દેવિ ત્વમત્સ્યન્તે ચ સર્વદા ।**
**વિસૃષ્ટૌ સૃષ્ટિરૂપા ત્વં સ્થિતિરૂપા ચ પાલને ॥**

૧/૧/૭૬

અર્થ - હે દેવી ! તમારાથી જ તેનું પાલન થાય છે અને સદાય તમે જ કલ્પના અંતે બધાને પોતાનો કોળિયો બનાવી લો છો. આ જગતની ઉત્પત્તિ વખતે તમે સૃષ્ટિરૂપા છો, પાલન કાળમાં તમે જ સ્થિતિરૂપા છો.

ભક્ત કવિનો કાવ્યાનુવાદ -

**યહ સબ તુમ હો ધારણ કરતી, ઈસ જગત કો ઉપજાતી હો ।**
**દેવિ ! ઈસે ફિર પાલન કરતી, ઔર અન્ત મેં ખાતી હો ॥**

જીવન અને જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય આદિશક્તિ જગન્માતાથી જ છે. સર્જનહાર બ્રહ્માજીના આ સ્તુતિ કથન સાથે મળતું આવતું કથન બ્રહ્મસૂત્ર એટલે કે વેદાંત દર્શનમાં પણ છે. તેમાં કહેવાયું છે - **'જગમાદ્યસ્ય યતઃ - ૧/૧/૨/'** જેનો ભાવાર્થ છે કે દેખાતા આ જગતનો જન્મ આદિ અર્થાત્ ઉત્પત્તિ, સ્થિતિ અને લય જેના દ્વારા થાય છે, તે જ બ્રહ્મ છે. દેવી સ્વયં

બ્રહ્મરૂપા છે. શ્રી દેવ્યથર્વશીર્ષમાં સ્વયં આદિશક્તિનું વચન છે. **'અહં બ્રહ્મસ્વરૂપિણી'** અર્થાત્ હું જ બ્રહ્મસ્વરૂપા છું.

આ જે જડ - ચેતનાત્મક જગત આપણા સૌના જોવા - સાંભળવામાં અને અનુભવમાં આવી રહ્યું છે, જેની અદ્‌ભુત રચનાના કોઈ એક અંશ પર પણ વિચાર કરવામાં વિદ્વાનો, વિચારશીલો અને વૈજ્ઞાનિકોને આશ્ચર્યચકિત થવું પડે છે. આ વિચિત્ર, વિલક્ષણ અને આશ્ચર્યપૂર્ણ જીવન તથા જગતના જન્મ આદિ જેનાથી છે અર્થાત્ જે સર્વશક્તિમાન પરાત્પર પરમેશ્વરી પોતાની અલૌકિક શક્તિથી આ સંપૂર્ણ જગત અને તેમાં જીવનની રચના કરે છે, તેને ધારણ કરે છે, તેનું પોષણ તથા નિયમિત સંચાલન કરે છે, પછી પ્રલયકાળ આવવાથી આ સમસ્ત વિશ્વને સ્વયંમાં વિલીન કરી લે છે - તે આદિશક્તિ પરમેશ્વરી જ બ્રહ્મ છે.

આ કથનમાં એ ભાવ પણ સ્વયમેવ સમાયેલો છે કે દેવતા, દૈત્ય, મનુષ્ય, પશુ, પક્ષી વગેરે અનેક જીવોથી પરિપૂર્ણ સૂર્ય, ચંદ્રમા, તારા તથા અનેક લોક - લોકાંતરોથી સંપન્ન આ અનંત બ્રહ્માંડની જે ઉત્પત્તિ, પાલન તથા લય કરનારી શક્તિ છે, તે જ બ્રહ્મ છે. તેને પોકારનારા વિવિધ નામે પોકારે છે. આ દશ્યમાન જગત અને તેમાં સમાયેલું બધું જ એ જ આદિશક્તિની અપાર શક્તિના એક અંશનું દિગ્દર્શન માત્ર છે.

ઉપનિષદોમાં પણ આ જ ઋષિઅનુભૂત સત્યની ચર્ચા કરવામાં આવી છે. શ્વેતાશ્વતર ઉપનિષદમાં કહેવાયું છે -

**'પરાસ્ય શક્તિર્વિવિધૈવ શ્રૂયતે**
**સ્વાભાવિકી જ્ઞાન બલ ક્રિયા ચ (૬/૮)'**

આ પરમેશ્વર પરબ્રહ્મની જ્ઞાન, બળ અને ક્રિયારૂપ સ્વાભાવિક દિવ્ય શક્તિ અનેક પ્રકારની સાંભળવામાં આવે છે.

આ શ્વેતાશ્વતર ઉપનિષદમાં એક બીજી જગ્યાએ કહેવાયું છે -

**એકો દેવઃ સર્વભૂતેષુ ગૂઢઃ સર્વવ્યાપી સર્વભૂતાન્તરાત્મા ।**
**કર્માધ્યક્ષઃ સર્વભૂતાધિવાસઃ સાક્ષીચેતા કેવલો નિર્ગુણશ્ચ ॥**
**(૬/૧૧)**

એ એક દેવ જ બધાં પ્રાણીઓમાં છુપાયેલા, સર્વવ્યાપી અને સમસ્ત પ્રાણીઓના અંતર્યામી પરમાત્મા છે. તેઓ જ બધાંના કર્મોના અધિષ્ઠાતા, સંપૂર્ણ ભૂતોના નિવાસસ્થાન, સૌના સાક્ષી, ચેતન સ્વરૂપ, સર્વથા વિશુદ્ધ અને ગુણાતીત છે.

માંડૂક્ય ઉપનિષદમાં પણ કંઈક એવું જ કથન છે -

**એષ સર્વેશ્વર એષ સર્વજ્ઞ એષોઽન્તર્યામ્યેષ**
**યોનિઃ સર્વસ્વ પ્રભવાપ્યયૌ હિ ભૂતાનામ્ । (૬)**

આ સૌના ઈશ્વર છે. આ સર્વજ્ઞ છે. આ બધાના અંતર્યામી છે. આ સંપૂર્ણ જગતનું કારણ છે કારણ કે સમસ્ત પ્રાણીઓની ઉત્પત્તિ, સ્થિતિ, પ્રલયનું સ્થાન આ જ છે. માંડૂક્ય ઉપનિષદમાં જ આગળ કહેવાયું છે -

**નાન્તઃ પ્રજ્ઞં ન બહિષ્પ્રજ્ઞં નોભયતઃ પ્રજ્ઞં ન પ્રજ્ઞાનઘનં ન પ્રજ્ઞં નાપ્રજ્ઞમ્ । અદૃષ્ટમવ્યવહાર્ય - મગ્રાહ્યમલક્ષણ - મચિન્ત્ય - વ્યપદેશ્યમેકાત્મ - પ્રત્યયસારં - પ્રપંચોપશમં શાન્તં શિવમદ્વૈતં ચતુર્થમન્યન્તે સ આત્મા સ વિજ્ઞેયઃ ।(૭)**

જે નથી અંદરની બાજુ પ્રજ્ઞાવાળા, નથી બહારની બાજુ પ્રજ્ઞાવાળા, નથી બંને બાજુ પ્રજ્ઞાવાળા, નથી પ્રજ્ઞાનઘન, નથી જાણનારા, નથી ન જાણનારા. જે જોવામાં નથી આવ્યા, જે વ્યવહારમાં નથી લાવી શકાતા, જે પકડમાં નથી આવી શકતા, જેનું કોઈ લક્ષણ નથી, જે ચિંતન કરવામાં નથી આવી શકતા, જે બતાવવામાં નથી આવી શકતા. એકમાત્ર આત્માની પ્રતીતિ જ જેનો સાર છે, જેમાં પ્રપંચનો સર્વથા અભાવ છે - એવા સર્વથા શાંત, કલ્યાણમય, અદ્વિતીય તત્ત્વ પરમબ્રહ્મ છે. આ રીતે બ્રહ્મજ્ઞાની માને છે કે એ જ જાણવા યોગ્ય છે.

સરળ ભાષામાં કહીએ તો તમામ તર્કોથી પર અનુભવગમ્ય, બોધગમ્ય છે - આદિશક્તિ જગન્માતાનું પરમબ્રહ્મસ્વરૂપ. તેમને જાણવાની એક રીત છે - અશ્રદ્ધાળુની, તર્કવાદીની, શંકાશીલની. તેઓ કહે છે કે અમે બીજને ઓળખીએ છીએ, જે ક્યારેય ફૂલ થઈ જ નથી શકતું. અમે કીચડને જાણીએ છીએ, આ કીચડમાં કમળ કેવી રીતે થઈ શકે છે ? બધું જ ખોટું. સપનું હશે. ભ્રાંતિ હશે. કોઈ મોહજાળમાં ફસાઈ ગયા છીએ. કોઈએ ધોખો આપ્યો છે આપણને. અહીં કોઈ જાદુઈ ખેલની ચર્ચા કરવામાં આવી રહી છે. આ બધી તર્કશીલતા સંશયગ્રસ્ત મનની છે. જે ગૂંચવાય છે, ગૂંચવાવે છે , ગૂંચવણો ઊભી કરે છે. ગૂંચવણો વહેંચે છે. આ જ રીત છે તેની.

એક બીજો રસ્તો પણ છે અને એ છે શ્રદ્ધાળુનો, પ્રેમીનો, ભક્તનો, અનુભૂતિથી ભરેલા હૃદયનો. તે ફૂલને જુએ છે અને ફૂલની પાછળની તરફ યાત્રા કરે છે.

તે કહે છે – જ્યારે ફૂલમાં આવી સુગંધ થઈ, જ્યારે ફૂલમાં આવી શોભા પ્રકટ થઈ, જ્યારે ફૂલમાં આવી પ્રતિભા પ્રકટ થઈ, જ્યારે ફૂલમાં આવું અનોખાપણું દેખાયું તો તે બીજમાં પણ રહ્યું જ હશે કારણ કે જે ફૂલમાં થયું છે, તે બીજમાં ન હોય એવું બની જ નથી શકતું.

એક રીત છે ફૂલથી પાછળની તરફ જોવાની અને એક છે બીજથી આગળની તરફ જોવાની. ધ્યાનમાં જોવામાં આવે તો ઓળખી શકાય છે. બસ આ જ સત્ય છે બ્રહ્મસ્વરૂપિણી જગન્માતાનું. શ્રદ્ધા હોય તો તેમને પ્રત્યેક આયામમાં, જગતના ખૂણેખૂણામાં ઓળખી શકાય છે. દુઃખ અને સુખ બંનેમાં તેમની લીલાની લહેરોને અનુભવી શકાય છે. ઉત્પત્તિ, સ્થિતિ અને લયમાં તેમને સ્પષ્ટપણે નિહાળી શકાય છે.

સપ્તશતીના આ મંત્રમાં આ દાર્શનિક – આધ્યાત્મિક ભાવ સમાયેલા છે. આ ભાવો સાથે આ મંત્રનું પોતાનું એક સાધના – વિધાન છે, જે નીચે મુજબ છે –

**॥ સાધના વિધાન ॥**

**વિનિયોગઃ - ૐ અસ્ય શ્રી 'ત્વયૈતત્ પાલ્યતે' ઈતિ સપ્તશતી ષટ્ સપ્તત મંત્રસ્ય શ્રી બ્રહ્મા ઋષિઃ, શ્રીમહાલક્ષ્મી દેવતા, શ્રાં બીજં, બ્રહ્મચારિણી શક્તિઃ, શ્રીભુવનેશ્વરી મહાવિદ્યા, રજોગુણઃ, રસના જ્ઞાનેન્દ્રિયં, સ્તવન રસઃ, લિંગ કર્મેન્દ્રિયં, મૃદુ સ્વરં, વાયુ તત્ત્વં, શાંતિકલા, શ્રી ઉત્કીલનં, સંપુટ મુદ્રા, મમજ્ઞાનભક્તિ વૈરાગ્યપૂર્વકમ્ ક્ષેમસ્થૈર્યાયુરારોગ્યાભિવૃદ્ધયર્થં શ્રી આદિશક્તિ વેદમાતા ગાયત્રીરૂપેણ શ્રીજગદમ્બા યોગમાયા ભગવતીદુર્ગાપ્રસાદસિદ્ધયર્થં ચ નમોયુત પ્રણવ વાગ્બીજ - સ્વબીજ - લોમ - વિલોમ પુટિતોક્ત ષટ્ સપ્તત મંત્ર જપે વિનિયોગઃ ।**

॥ ન્યાસઃ ॥

| | કર ન્યાસઃ | ષડંગ ન્યાસઃ |
|---|---|---|
| ૐ ઐં શ્રાં | અંગુષ્ઠાભ્યાં નમઃ | હૃદયાય નમઃ |
| નમો નમઃ | તર્જનીભ્યાં નમઃ | શિરસે સ્વાહા |
| ત્વયૈતત્ પાલ્યતે દેવિ | મધ્યમાભ્યાં નમઃ | શિખાયૈ વષટ્ |
| ત્વમત્સ્યન્તે ચ સર્વદા | અનામિકાભ્યાં નમઃ | કવચાય હુમ્ |
| વિસૃષ્ટૌ સૃષ્ટિરૂપા ત્વં | કનિષ્ઠિકાભ્યાં નમઃ | નેત્રત્રયાય વૌષટ્ |
| સ્થિતિરૂપા ચ પાલને | કરતલકરપૃષ્ઠાભ્યાં નમઃ | અસ્ત્રાય ફટ્ |

॥ ધ્યાનમ્ ॥

**અક્ષસ્રક્પરશું ગદેષુકુલિશં પદ્મં ધનુષ્કુણ્ડિકાં**
**દણ્ડં શક્તિમસિં ચ ચર્મ જલજં ઘણ્ટાં સુરાભાજનમ્ ॥**
**શૂલં પાશસુદર્શને ન દધતીં હસ્તૈઃ પ્રસન્નાનનાં**
**સેવે સૈરિભમર્દિનીમિહ મહાલક્ષ્મીં સરોજસ્થિતામ્ ॥**

**॥ મંત્ર ॥**

**ૐ ઐં શ્રાં નમઃ**
**ત્વયૈતત્પાલ્યતે દેવિ ત્વમત્સ્યન્તે ચ સર્વદા ।**
**વિસૃષ્ટૌ સૃષ્ટિરૂપા ત્વં સ્થિતિરૂપા ચ પાલને ॥**
**નમો શ્રાં ઐં ૐ ॥૭૬ ॥**

**૧૦૦૦ જપાત્ સિદ્ધિઃ - ઘૃત પાયસ હોમઃ ।**

**ગાયત્રી મહામંત્ર જપ ૧૦,૦૦૦ - ગાયત્રી વિધાનેન દશાંશ હોમઃ ।**

**૧૦ માળા ગાયત્રી, ૧ માળા સપ્તશતી મંત્ર. આવી રીતે ૧૦ દિવસનું વિધાન. ત્યાર પછી દરેકનો દશાંશ હૈવન કરવો.**

**આધ્યાત્મિક ફળશ્રુતિ** - તત્ત્વજ્ઞાન તરફ ગમન.

**લૌકિક ફળશ્રુતિ** - આર્થિક ઉન્નતિ.

ગાયત્રી મહામંત્રની સાથે આ સપ્તશતી મંત્રની સાધનાનો પ્રભાવ ધીમે ધીમે આવે છે. જોકે સાધના નિરંતર અને લાંબા ગાળા સુધી જળવાઈ રહે તો આ પ્રભાવ પણ દીર્ઘકાલિક અને ચિરસ્થાયી હોય છે. સાધના કરનારે આ આધ્યાત્મિક સિદ્ધાંતને સદા-સર્વદા યાદ રાખવો જોઈએ કે જીવનના કોઈ પણ આયામમાં અવરોધ વાસ્તવમાં દૃશ્ય ન હોઈને અદૃશ્યમાં હોય છે. ચિત્તભૂમિમાં જ આ અવરોધોનાં બીજ હોય છે. તેને તપ, સંકલ્પ, સાધનાથી દૂર કરી શકાય છે. બસ સાધનાકાળમાં લક્ષ્ય પ્રત્યે ભાવનાત્મક અને વૈચારિક એકાગ્રતા નિરંતર જળવાઈ રહેવી જોઈએ. ક્યાંય પણ, કોઈ પણ રીતે, કોઈ પણ કારણથી આ એકાગ્રતાનો ભંગ ન થવો જોઈએ. રાગ, દ્વેષથી મુક્ત ચિત્તને જ સાધનામાં સફળતા મળે છે. સાથોસાથ મન સર્વથા સંશયમુક્ત હોવું જોઈએ. આમ થવાથી સર્વથા સર્વદા સફળતા સુનિશ્ચિત છે. આ સાધનામંત્ર વિશે પણ કંઈક એવું જ છે.

*

*ઉપસ્કૃતં પુરા યૈસ્તુ તેભ્યો દુઃખમ્ હિતમ્ ન હિ ।*
*યદા ચ દિયતે દુઃખમ્ તદા નાશો ભવેદિત્ ॥*
*ઉપકારીને દુઃખ આપનાર મનુષ્ય પોતાનો જ નાશ કરે છે.*

યુગ સાહિત્ય સ્થાપના વર્ષ

# અધ્યાત્મનો પથ શૂરવીરો માટે છે



અધ્યાત્મ કૌતુક, કુતૂહલ અને જાદુગરી નથી અને નથી એ ચમત્કાર. અધ્યાત્મ વાણીવિલાસનો વિષય પણ નથી કે તેને આધ્યાત્મિક માનવામાં આવે જે અધ્યાત્મના વિષયને ખૂબ આલંકારિક રીતે રજૂ કરી શકે છે. આ દૃષ્ટિએ જોઈએ તો એક પ્રોફેસર અધ્યાત્મના બહુઆયામી પક્ષોને અત્યંત તર્કસંગત રીતે રજૂ કરે છે, પરંતુ આ રજૂઆતથી તે આધ્યાત્મિક બની જતો નથી. અધ્યાત્મ ગહન બોધ અને અનુભવનો વિષય છે. આ એવો બોધ છે, જેને અનુભવ દ્વારા જ પ્રાપ્ત કરવામાં આવે છે. જેને અધ્યાત્મનો અનુભવ મળી જાય છે, તે તો બસ મૌન થઈ જાય છે અને તેના આ મૌનમાં પણ અધ્યાત્મ જ અભિવ્યક્ત થાય છે.

દુર્ભાગ્યવશ આજે જેને સામાન્ય વ્યક્તિ અધ્યાત્મ સમજે છે. તે અધ્યાત્મ ન હોઈને એક વૈચારિક પ્રવંચના માત્ર છે. મોટા ભાગની વ્યક્તિ મજેદાર વાતોને, બાહ્ય દેખાડાને કે પછી નવાઈ પમાડી દેનારા જાદુગરીપૂર્ણ ક્રિયાકલાપોને જ અધ્યાત્મ સમજી લે છે, જ્યારે અધ્યાત્મના પથને આ પ્રકારના બાહ્ય દેખાડાપૂર્ણ આચરણ સાથે દૂર દૂરનો પણ કોઈ સંબંધ નથી. અધ્યાત્મનો પથ આત્મપરિષ્કારનો પથ છે અને એમાં બીજાનું મનોરંજન કરનાર છીછરાં પ્રદર્શનોને કોઈ સ્થાન નથી.

ચાહે દુર્ગમ સ્થાનો પર વસેલા આશ્રમ હોય કે મહાનગરોમાં સ્થાપેલા મઠ, બંને જગ્યાએ લોકો આ ભ્રમનો શિકાર નજરે પડે છે. એ સાચું છે કે અધ્યાત્મને જાદુગર અને ચમત્કાર માનનાર-સમજનાર લોકોમાંથી કેટલાક કોઈક એવી સિદ્ધિઓ મેળવી પણ લે છે જેને અતિ - માનવીય કહી શકાય, પરંતુ જો સિદ્ધિઓ જ આત્મપરિશોધનની પરિચાયક હોત તો આપણે જાદુગરો અને બાજીગરોને મહર્ષિ, અરવિંદ, રમણ મહર્ષિ, પરમ પૂજ્ય ગુરુદેવ અને સ્વામી વિવેકાનંદ જેવી વિભૂતિઓ સમકક્ષ રાખતા હોત, જ્યારે એવું છે નહિ. અધ્યાત્મનો પથ બહારના દેખાડાનો નથી, પરંતુ આત્મિક સંતોષ, આત્મપરિષ્કાર, લોકમંગલ અને માનવીય ચેતનાના સમગ્ર રૂપાંતરણનો પથ છે અને જે આવું કરી શકવામાં સક્ષમ થઈ શકે છે તે જ આધ્યાત્મિક વ્યક્તિત્વ કહેવડાવી શકવાનો સાચો અધિકારી છે.

પ્રકૃતિનાં કેટલાંક તત્ત્વો સાથે ખિલવાડ કરીને નાની-મોટી સિદ્ધિ અર્જિત કરી શકનાર લોકો, બીજી વ્યક્તિઓ પાસેથી ધન અને સંપદા ભેગી કરી લે છે અને પછી આ સંપદાનો ઉપયોગ તેઓ અંગત વિલાસિતાની પૂર્તિ માટે કરે છે. આ ક્ષેત્રમાં જે જેટલો ચાલાક અને ચતુર હોય છે, તે તેટલો જ સફળ કહેવાય છે. પરંતુ આ આડંબર સ્વયંને આધ્યાત્મિક કહેવડાવનાર અને તેને આધ્યાત્મિક સમજનાર બંને માટે ભ્રાંતિ અને ભ્રમનું કારણ બને છે.

અધ્યાત્મના નામે આ પાખંડ, આડંબર અને પ્રદર્શન ત્યાં સુધી જ છે, જ્યાં સુધી બોધ નથી. જ્યારે મનુષ્યને બોધ થઈ જાય છે, તો પળવારમાં તડકામાં પડેલા ઝાકળબિંદુની જેમ આ ભ્રાંતિઓ તિરોહિત થઈ જાય છે. અધ્યાત્મ નથી જાદુગરી અને નથી એ કોઈ ચમત્કાર. તે તો એ ઊંડી સમજ છે જેને મેળવી લીધા પછી વ્યક્તિને યથાર્થ બોધ થઈ જાય છે અને જેને આ બોધ થઈ જાય છે, તે એ જ ક્ષણે એ આડંબરને ઉતારીને ફેંકી દે છે.

અધ્યાત્મ પથના પથિક બનતાં પહેલાં સ્વામી રામતીર્થ લાહોર વિશ્વવિદ્યાલયના કુશાગ્ર વિદ્યાર્થી હતા. તે વખતે તેમનું નામ તીર્થરામ હતું અને તેમણે સર્વોચ્ચ માર્ક્સ સાથે ડિગ્રી મેળવી હતી પરંતુ આત્મબોધ થયા પછી તેઓ લોકમંગલના ઉદ્દેશ્યથી જનજાગરણની યાત્રાએ નીકળી પડ્યા. આ ક્રમમાં જ્યારે તેઓ અમેરિકા પહોંચ્યા તો તેમના વ્યક્તિત્વથી પ્રભાવિત થઈને ત્યાંની યુનિવર્સિટીએ તેમને માનદ પદવી આપવાની દરખાસ્ત મૂકી.

તેમની આ દરખાસ્ત પર સ્વામી રામતીર્થ જોરથી હસ્યા અને બોલ્યા, "મિત્ર ! જો તીર્થરામ હોત તો તમારી આ દરખાસ્ત સ્વીકારી લેત કારણ કે તેને બોધ ન હતો, પણ તમારી સામે રામતીર્થ બેઠા છે જેને એ બોધ થઈ

ગયો છે કે સંસારમાં આત્મજ્ઞાન જ એકમાત્ર પદવી છે અને તેની આગળ બીજી બધી પદવીઓ નકામી છે. હવે આ આડંબરોનું મારા માટે કોઈ મૂલ્ય નથી."

આત્મબોધ થઈ ગયા પછી સંસારનાં બધાં આકર્ષણ તુચ્છ લાગે છે પરંતુ આ બોધ થવો એ સામાન્ય ઘટના નથી, સ્વયં વિશે જાણી શકવું, સહજ - સરળ નથી. તેના માટે યુગો વીતી જાય છે, તપશ્ચર્યા સાથે. જન્મજન્માંતર નીકળી જાય છે પરંતુ પોતાના યથાર્થ સ્વરૂપનો બોધ થઈ શકતો નથી. પણ જે સત્યનો સાક્ષાત્કાર કરવા માગે છે, લાંબા ગાળા સુધી તેના માટે સતત અને પ્રામાણિક પ્રયાસ કરવામાં લાગી રહે છે, તે જ અધ્યાત્મ જગતમાં પ્રવેશ કરી શકે છે.

કોઈએ સાચું જ કહ્યું છે કે વાસ્તવિક અધ્યાત્મનો પાયો સત્ય છે અને તેનો આત્મા સાહસ છે. અધ્યાત્મ ટકે છે સત્ય પર અર્થાત્ જે છે, જે શાશ્વત છે, જે સનાતન છે, તે જ અધ્યાત્મને ધારણ કરી શકે છે. આથી આધ્યાત્મિક એ જ છે કે જે સત્યાન્વેષણમાં વિશ્વાસ અને આસ્થા રાખે છે. આ સત્યાન્વેષણ માટે એ જ આગળ નીકળી શકે છે, જે તેને પામવા માટે પગલું માંડી શકે છે, જેની અંદર અપાર બળ અને સાહસ છે.

જે સાંસારિક લોભ, મોહ અને આકર્ષણોના બંધનમાં બંધાઈ જાય છે, જે ક્ષણિક લાભ માટે શાશ્વતનો ત્યાગ કરી દે છે, જે ક્ષણભંગુર જીવનને જ સર્વસ્વ માની લે છે, તે અધ્યાત્મ પથનો પથિક હોઈ શકતો નથી. અધ્યાત્મ પથના પથિક થવા માટે અપાર સાહસ હોવું જરૂરી છે. તેના માટે સાહસિક વ્યક્તિત્વની જરૂર પડે છે જે પોતાના શૌર્ય, સાહસ અને પરાક્રમ દ્વારા આ ખતરનાક મંજરને પાર કરી શકે.

અધ્યાત્મ કેવળ વાતો નથી અને નથી પ્રદર્શન, આડંબર અને દેખાડો. આ એમના માટે નથી, જે કેવળ વાતો કરવામાં જ વિશ્વાસ રાખે છે, કરવામાં નહિ. આ તો એમના માટે છે કે સદાય પોતાનો જીવ હથેળીમાં લઈને ચાલે છે, જે પોતાનું સર્વસ્વ હોમી દેવામાં વિશ્વાસ રાખે છે અને તેના બદલામાં મળેલી અસફળતાને માથે ચડાવવામાં સંકોચ નથી રાખતા. આ સ્વાર્થ અને અહંકારથી પર અને પાર જવાનું છે.

અધ્યાત્મ પલાયનવાદીઓ માટે નથી, જે થોડીક પણ મુશ્કેલ પરિસ્થિતિઓથી ગભરાઈને ભાગી જવામાં વિશ્વાસ રાખે છે. આ તો ફક્ત અને ફક્ત તેમના માટે છે જે કોઈ પણ વિપરીત અને વિકરાળ પરિસ્થિતિઓ સામે ઝઝૂમવામાં ભરોસો રાખે છે અને તેના પરિણામથી ભયભીત થતો નથી. એક સાચો બલિદાની જ એક સાચો આધ્યાત્મિક હોઈ શકે છે. જે સમજદારી અને સાહસ સાથે કોઈ પણ પરિસ્થિતિનો સામનો કરવામાં જુસ્સો ધરાવે છે, એ જ આ પથ પર આગળ વધી શકે છે. આમ, અધ્યાત્મ જાદુગરી અને બાજીગરીથી દૂર સ્વયંની અંદર ઊતરવા, જોવા અને તેને પરિષ્કૃત કરવામાં મંડી રહેવાનું નામ છે. આથી, જે આવું કરી શકે છે, તેમના માટે આ પથ છે, બાકીના માટે આ પથ નથી. *

*એક વાર સાહિત્યકાર ડૉ. જોનસનને તેમના મિત્રએ પોતાની મુશ્કેલી વ્યક્ત કરતાં કહ્યું, "આખા દિવસમાં કુલ ૨૪ કલાક છે, જેમાંથી ૮ કલાક સૂવામાં, ૮ કલાક કામકાજમાં અને બાકી ૮ કલાક બાકીનાં કાર્યોમાં વીતી જાય છે, તો આમાં ભગવાનનું નામ ક્યારે લેવું?" ડૉ. જોનસન બોલ્યા, "આપના આ તર્કના હિસાબે તો મારે ભૂખ્યા મરવું પડશે. દુનિયામાં માત્ર એક ચતુર્થાંશ ભાગ જમીન છે, બાકી બધું પાણી છે. તેમાં પણ પહાડ, રણ વગેરે સમાયેલાં છે. કૃષિયોગ્ય જમીન તો નહિવત્ છે, જ્યારે પેટ ભરનારા કરોડો છે." તેમના મિત્ર બોલ્યા, "શું કામ ચિંતા કરો છો? દુનિયામાં સદાયથી આટલા લોકો રહે છે, તેમના ભોજનની વ્યવસ્થા પણ સદાયથી થઈ રહી છે, તો પછી આપની પણ થઈ જશે." ડૉ. જોનસન બોલ્યા, "જો નહિવત્ જમીન કરોડોને ભોજન કરાવી શકે છે તો પછી કોઈ કારણ નથી કે ૨૪ કલાકમાં આપ ઘડી - બે ઘડી ભગવાન માટે ન કાઢી શકો?" આ સાંભળીને મિત્ર નિરુત્તર થઈ ગયા.*

# સકારાત્મક વિચારણા હોય તો જીવન બદલાય છે

કેટલાક લોકો પોતાના જીવનમાં હંમેશાં દુઃખી અને પરેશાન રહે છે અને આવા લોકો ઘણુંખરું દરેક સ્થિતિથી દુઃખી રહે છે. આ એવી વ્યક્તિ છે જે પ્રત્યેક સ્થિતિને પોતાના નિયંત્રણમાં રાખવા માગે છે અને જીવનને પોતાની શરતો પર ચલાવવા માગે છે. તેઓ ઈચ્છે છે કે બધું જ તેમની મરજી પ્રમાણે ચાલે પરંતુ હંમેશાં આમ થઈ શકવાનું સંભવ નથી. આ જ એમની અસફળતાઓ અને દુઃખોનું મૂળ કારણ હોય છે.

જીવનના બે મહત્ત્વપૂર્ણ પક્ષ હોય છે – એક પરિસ્થિતિ અને બીજો મનઃસ્થિતિ. પ્રત્યેક સ્થિતિમાં સુખી કે દુઃખી રહેવું એ વ્યક્તિ પર આધાર રાખે છે, પરિસ્થિતિ પર નહિ કારણ કે પરિસ્થિતિ પર આપણું નિયંત્રણ નથી હોતું પરંતુ મનઃસ્થિતિ એક એવો પક્ષ છે જેને આપણે નિયંત્રિત કરી શકીએ છીએ અને તેને અનુરૂપ પરિસ્થિતિઓનો સમુચિત લાભ ઉઠાવી શકીએ છીએ. પોતાની મનઃસ્થિતિ પર જેનું નિયંત્રણ હોય છે તે ક્યારેય કોઈ પરિસ્થિતિનો પ્રતિકાર નથી કરતો અને નથી તેનાથી મૂંઝાતો. આ રીતે તે પોતાને અનાવશ્યક મૂંઝવણોથી બચાવી પણ લે છે.

જો આપણે એવી કલ્પના કરીએ કે આપણું દરેક કાર્ય આપણને અનુકૂળ થાય તો એ ક્યારેય સંભવ નથી અને આ જ આપણા દુઃખ અને અસફળતાઓનું કારણ બની જાય છે; કારણ કે ઘણુંખરું પરિસ્થિતિઓ આપણા નિયંત્રણમાં નથી હોતી. એ જરૂરી પણ નથી કે આપણે દરેક પરિસ્થિતિને નિયંત્રિત કરીએ. કેટલાક લોકો પોતાના અહંકારવશ આવું કરવાનો નિરર્થક પ્રયાસ કરે છે, જેના કારણે તેમને બિનજરૂરી પરેશાનીઓ અને નકામી ગૂંચવણોનો સામનો કરવો પડે છે. જેના લીધે તેમને અસફળતાઓ મળે છે અને તેમાં તેમની શક્તિ અને સમયનો પણ નાશ થાય છે. એટલા માટે આપણે અનાવશ્યક કાર્યોથી પોતાને બચાવી રાખવા જોઈએ. આમ કરીને આપણે જીવનની અડધી સમસ્યાઓથી બચી શકીએ છીએ.

જીવનમાં ઉતાર – ચઢાવ તો આવતા જ રહે છે. અનુકૂળતા અને પ્રતિકૂળતાઓથી જ જીવન બન્યું છે. એવું ક્યારેય થઈ શકતું નથી કે જીવનમાં બધું જ અનુકૂળ હોય અને એવું પણ નથી થઈ શકતું કે જીવનમાં બધું જ પ્રતિકૂળ હોય. જીવનની પરિસ્થિતિઓ તો બદલાતી જ રહે છે. જો વ્યક્તિ પોતાની મનઃસ્થિતિને પરિસ્થિતિઓને અનુરૂપ ઢાળી લે તો તે બિનજરૂરી ગૂંચવણોથી બચી જાય છે અને તે પ્રત્યેક સ્થિતિનો લાભ ઉઠાવી શકે છે.

કેટલાક લોકો એવા પણ હોય છે જે દરેક પરિસ્થિતિમાં સુખી અને પ્રસન્ન રહે છે. જીવનની કોઈ પણ પ્રતિકૂળતા તેમને વિચલિત કરી શકતી નથી. તેમના માટે પ્રત્યેક સ્થિતિ એક અવસર બની જાય છે અને પ્રત્યેક સ્થિતિનો લાભ ઉઠાવે છે. આવા લોકો કંઈક મળે તો પણ પ્રસન્ન રહે છે અને કંઈક છિનવાઈ જાય તો પણ તેઓ વિચલિત થતા નથી. એવું નથી કે તેમના જીવનમાં પ્રતિકૂળતાઓ નથી હોતી કે તેમના જીવનમાં બધું તેમની ઈચ્છાને અનુરૂપ જ થાય છે. તેમનું જીવન પણ બધાની જેમ અનુકૂળતાઓ અને પ્રતિકૂળતાઓનું જ મિશ્રણ હોય છે પરંતુ તેમના વ્યક્તિત્વમાં એક વિશેષતા હોય છે જે તેમને બીજાથી અલગ પાડે છે.

આ વિશેષતા એ છે કે તેઓ પ્રત્યેક પરિસ્થિતિને અનુરૂપ પોતાની મનઃસ્થિતિને બદલી નાંખે છે. તેઓ એ તથ્યને જાણે છે, સમજે છે અને સ્વીકારે છે કે પ્રત્યેક પરિસ્થિતિને બદલી શકાતી નથી. જીવનમાં કેટલીક એવી પણ પરિસ્થિતિઓ આવે છે જેનો સ્વીકાર કરવો પડે છે. એટલે તેઓ અનાવશ્યક સંઘર્ષમાં પોતાનો સમય અને શક્તિ વેડફતા નથી પરંતુ મનઃસ્થિતિ બદલીને તેનો લાભ ઉઠાવે છે. તેઓ ગુણગ્રાહી હોય છે તથા પરિસ્થિતિઓના સકારાત્મક પાસાંને ઓળખે છે અને સ્વીકારે છે. આ જ તેમના સુખ અને પ્રસન્નતાનું કારણ હોય છે.

દુઃખ તો એમને થાય છે જે દરેક સ્થિતિમાં પોતાની મનમરજી ચલાવવા માગે છે, દરેક પરિસ્થિતિને નિયંત્રિત કરવા માગે છે. જે પરિસ્થિતિ સાથે પોતાની મનઃસ્થિતિને બદલી લે છે એ જ સુખી રહે છે. પરિસ્થિતિને અનુરૂપ મનઃસ્થિતિને બદલવાનું થોડું મુશ્કેલ કાર્ય અવશ્ય છે પરંતુ

પ્રયાસ દ્વારા તે કરી શકાય છે. તેના માટે આપણે એક નાનકડો પ્રયાસ કરવો પડશે. આપણી અંદર એક ગુણ વિકસાવવો પડશે.

આપણે ગુણગ્રાહી બનવું પડશે અર્થાત્ સકારાત્મક પાસાંને જોવું અને સ્વીકારવું પડશે. જે આમ કરવામાં સફળ છે તે સુખી છે, સંસારમાં એવી કોઈ ચીજ નથી જેમાં ફક્ત અવગુણ જ હોય. જીવન તો ગુણ-દોષનું મિશ્રણ છે. એ તો જોનારના દૃષ્ટિકોણ પર આધાર રાખે છે કે તે ક્યાં પાસાંને જુએ છે, પસંદ કરે છે અને સ્વીકારે છે. જે સકારાત્મક પાસાંને જુએ છે અને તેનો સ્વીકાર કરે છે, તેની મનઃસ્થિતિ અને પરિસ્થિતિ સદાય સકારાત્મક જ બની રહે છે.

જે પ્રત્યેક હાલતમાં રાજી છે તેને કોણ દુઃખી કરી શકે ? પ્રત્યેક હાલતમાં રાજી હોવાનો અર્થ મજબૂરી કે વિવશતામાં જીવન જીવવું એવો નથી પરંતુ પ્રત્યેક પરિસ્થિતિમાં પોતાના મનની સકારાત્મકતા જાળવી રાખવાનો છે. આ ત્યારે સંભવ છે જ્યારે આપણે પ્રત્યેક પરિસ્થિતિમાં ફક્ત સકારાત્મક પાસાંને મહત્ત્વ આપીએ, તેને સ્વીકારીએ અને સદ્ભાવપૂર્વક અપનાવીએ. એવી કોઈ પરિસ્થિતિ હોઈ શકતી નથી જેનું કોઈ સકારાત્મક પાસું ન હોય. તે તો આપણા દૃષ્ટિકોણ પર આધાર રાખે છે. કોઈ તેને અવસર તરીકે જુએ છે તો કોઈ પડકાર તરીકે.

જે ગુણગ્રાહી હોય છે તેના માટે દરેક સ્થિતિ વિકાસનો એક અવસર હોય છે અને જે માત્ર દોષ જોનારા હોય છે તેના માટે દરેક સ્થિતિ એક પડકાર હોય છે અને પ્રત્યેક અવસર એક પ્રતિકૂળતા છે. પાણીના અડધા ભરેલા ગ્લાસને સકારાત્મક વિચારણા રાખનારા એ દૃષ્ટિએ જુએ છે કે તેમની પાસે આટલું પાણી તો ઉપલબ્ધ છે, જ્યારે તેને નકારાત્મક વિચારણાવાળા એ દૃષ્ટિએ જુએ છે કે તેમની પાસેથી અડધો ગ્લાસ પાણી જતું રહ્યું. આમ, જે પરિસ્થિતિઓને સકારાત્મક અવસર તરીકે જુએ છે, તેઓ પ્રસન્નતાપૂર્વક તેનો સામનો પણ કરી શકે છે, જ્યારે તેને પ્રતિકૂળતાઓ તરીકે જોનારા, નકામી ચિંતામાં પોતાના સમય અને શક્તિને નષ્ટ કરીને દુઃખી જ રહે છે.

એટલા માટે પરિસ્થિતિ બદલાય તો આપણે આપણી મનઃસ્થિતિને બદલવી પડશે. ત્યારે જ આપણે તેનો સમુચિત લાભ ઉઠાવી શકીએ છીએ, ત્યારે જ આપણે આપણા જીવનને સુખી કરી શકીએ છીએ અને ત્યારે જ આપણે આપણો સમગ્ર વિકાસ કરી શકીએ છીએ. આ સંદર્ભમાં એક નાનકડો પ્રસંગ છે. એક દિવસ એક શિષ્યએ પોતાના ગુરુને કહ્યું, "ગુરુદેવ ! એક વ્યક્તિએ આશ્રમને ગાય ભેટ આપી છે." ગુરુએ કહ્યું, "સારું થયું ! દૂધ પીવા મળશે." એક અઠવાડિયા પછી શિષ્યએ આવીને ફરીથી ગુરુને કહ્યું, "ગુરુદેવ ! જે વ્યક્તિએ ગાય આપી હતી, તે પોતાની ગાય પાછી લઈ ગયો." ગુરુએ કહ્યું, "સારું થયું ! ગોબર ઉપાડવાની ઝંઝટમાંથી મુક્તિ મળી." જીવનમાં પણ આ વાત સમજવી જરૂરી છે. એટલા માટે બદલાતી પરિસ્થિતિઓ સાથે સકારાત્મકતા જાળવી રાખવી એ જ જીવનમાં સફળતાનું એકમાત્ર સૂત્ર છે. આમ કરતાં જ બધાં દુઃખ, સુખમાં બદલાઈ જાય છે. *

***સમ્રાટ અશોકે બૌદ્ધ ધર્મ અપનાવ્યા પછી પ્રજાના કલ્યાણ માટે અનેક કાર્યો કર્યાં, એક વાર તેણે પોતાને અધીન તમામ રાજાઓને બોલાવીને કહ્યું - આગામી વર્ષમાં જે રાજાનું કાર્ય સર્વશ્રેષ્ઠ હશે, તેને હું વ્યક્તિગત રીતે પુરસ્કૃત કરીશ. આ ઘોષણા સાંભળીને બધા રાજાઓ ઉત્સાહપૂર્વક પોતપોતાનાં રાજ્યોમાં કાર્ય કરવામાં લાગી ગયા. એક વર્ષ પછી બધા રાજા પોતાની ઉપલબ્ધિઓનું વિવરણ આપવા સમ્રાટ અશોકના દરબારમાં ઉપસ્થિત થયા. બધાએ એમ જ જણાવ્યું કે તેમણે પ્રજા પર વધારે કર નાંખીને રાજકોષમાં વધારો કરી લીધો, પરંતુ એક રાજા બોલ્યો - મહારાજ ! હું રાજકોષ તો ન વધારી શક્યો પરંતુ મેં મારા રાજ્યમાં વિદ્યાલયો, ચિકિત્સાલયો, ધર્મશાળાઓની સ્થાપના જરૂર કરાવી. જનહિતમાં કરવામાં આવેલાં તેનાં કાર્યો સાંભળીને સમ્રાટ અશોક ગદ્ગદ થઈ ગયો અને બોલ્યો - પ્રજાનું શોષણ કરીને રાજ્યની આમદાની વધારવી એ શાસકનું કર્તવ્ય નથી પરંતુ શાસકનું કાર્ય પ્રજાને કષ્ટોથી મુક્ત કરાવવાનું છે. આ શાસક જ સર્વશ્રેષ્ઠ શાસકના પુરસ્કારનો અધિકારી છે.***

# યુવાનો આચરણથી શીખવેલું શીખે છે



વિશ્વજિત એક સારો ચિકિત્સક હતો. સેવા જ તેનો ધર્મ હતો અને દર્દી તેનો ભગવાન. વિશ્વજિત પોતાના ભગવાનને ક્યારેય ભૂલતો ન હતો અને સદાય પોતાનો ધર્મ નિભાવવા તત્પર રહેતો હતો. અપાર સંપદા તેને વારસામાં મળી હતી પરંતુ તે આ સંપદાને પોતાના અંગત ઉપયોગમાં ક્યારેય ખર્ચતો ન હતો. તેનો ઉપયોગ તે સેવા કાર્યમાં કરતો હતો. તેણે વિદેશમાં શિક્ષણ મેળવ્યું હતું અને શિક્ષણ પછી તેને વિદેશની એક મોટી હૉસ્પિટલમાં નોકરી પણ મળી હતી પરંતુ તે તેનો અસ્વીકાર કરીને પોતાના પૈતૃક ગામમાં રહીને નિઃશુલ્ક રૂપે દર્દીઓની સેવા કરતો હતો.

વિશ્વજિત સાધક જીવન જીવતો હતો અને ફક્ત રાત્રે જ ભોજન કરતો હતો. તેનો આખો દિવસ દર્દીઓની સેવામાં વીતી જતો હતો. તેનો સેવા - ધર્મ ભગવાનની ભક્તિથી કમ ન હતો. તે પોતાના પ્રત્યે અધિકતમ કઠોર હતો અને બીજા પ્રત્યે પરમ દયાળુ અને ઉદાર હતો. તે પોતાના ખર્ચમાંથી મરણપથારીએ પડેલા દર્દીની મોંઘામાં મોંઘી સારવાર કરવાનું ચૂકતો ન હતો, કેટલાય દર્દીઓને તે વિદેશી ચિકિત્સા સુધ્ધાં કરાવી ચૂક્યો હતો. આસપાસનાં ગામોના લોકોના દિલમાં પણ તે વસી ગયો હતો.

વિશ્વજિતને બે સંતાનો હતાં - અનન્યા અને અનંત. અનન્યા મોટી હતી અને અમેરિકામાં એમબીએ કરીને પાછી ફરી હતી. અનંત નાનો હતો અને તેણે પણ ઑસ્ટ્રેલિયામાં ઉચ્ચ શિક્ષણ મેળવ્યું હતું. હવે બંને ભાઈ-બહેન એક વિદ્યાલય ચલાવતાં હતાં, જેમાં સેંકડો બાળકો ભણતાં હતાં. તે બધાં બાળકો નિર્ધન પરિવારનાં હતાં. કોઈના પિતા રિક્ષા ચલાવતા હતા તો કોઈના પિતા મજૂરી કરતા હતા. આવા પરિવારોમાંથી આ બાળકો આવતાં હતાં. એટલા માટે વિશ્વજિતે પોતાનાં બાળકોને આ સેવા કરવાની પ્રેરણા આપી હતી, જેનો તેમણે સહર્ષ સ્વીકાર કર્યો હતો.

વિશ્વજિતના મિત્ર મહેશ્વર પ્રસાદે કહ્યું, "મિત્ર ! તારાં ઉચ્ચ શિક્ષિત સંતાનોનો આ વિલક્ષણ ત્યાગ અને અદ્દ્ભુત સેવાકાર્ય તારા અને તારા પિતાના આપેલા સંસ્કારોનું જ સુપરિણામ છે, અન્યથા આજના યુગમાં આવું ક્યાં જોવા મળે છે ? આજનો યુવાન કોનું સાંભળે - માને છે ? નૈતિક મૂલ્યોનું ક્ષરણ અને કર્ત્તવ્ય- પથથી ભટકાવ, આજના યુવાનો માટે સાધારણ શી વાત થઈ ગઈ છે. પરંતુ તારાં સંતાનોનાં મૂલ્ય અને આદર્શ બંને જીવંત થઈ ગયા છે. તેમનું આ સુસંસ્કારી જીવન ફક્ત તારા માટે જ નહિ, આપણા બધા માટે ગૌરવની વાત છે."

આ સાંભળીને વિશ્વજિતની આંખો સામે પોતાના સ્વર્ગસ્થ પિતાનું સાધનામય અને સેવામય જીવન સજીવ થઈ ઊઠ્યું. તેણે પોતાના દાદાજીને પણ સંત, મહાત્મા અને પીડિતોની સેવામાં મગ્ન જોયા હતા. સેવાની આ પુણ્ય પરંપરા તેમના પરિવારમાં વારસાગત રીતે ઊતરી આવી હતી. પોતાના મિત્રની વાત સાંભળીને વિશ્વજિતને પણ ગૌરવની અનુભૂતિ થઈ.

વિશ્વજિતે કહ્યું, "મહેશ ! આ તો બસ ભગવાનની કૃપા છે અન્યથા માણસ પાસે સામર્થ્ય જ કેટલું છે કે તે આવું કાર્ય કરી શકે. કરનાર તો માત્ર ઈશ્વર છે. આપણે બધા તો તેમના યંત્ર જ છીએ. આપણે જ્યાં સુધી યંત્ર બની રહીએ છીએ, તેઓ તેને ચલાવતા રહે છે. કરનાર કોઈક બીજું છે, ફક્ત હાથ આપણા છે. મેં અનન્યા અને અનંતને આ જ જણાવ્યું અને પ્રભુની કૃપાથી તેમને આ વાત સમજાઈ ગઈ."

આ સાંભળીને મહેશ્વરે પોતાની જિજ્ઞાસાને રજૂ કરતાં વિશ્વજિતને કહ્યું, "મિત્ર ! તારું કહેવું તો સાચું છે પરંતુ કોઈ પણ વ્યક્તિ માટે આશ્ચર્યનો વિષય તો છે જ કે કેવી રીતે અનન્યા અને અનંત જેવા ઉચ્ચ શિક્ષણ મેળવેલા યુવાનો આ સેવાકાર્ય માટે તૈયાર થઈ ગયા અને આટલી લગન અને નિષ્ઠાથી તે નિભાવી રહ્યા છે ?" મહેશ્વરની જિજ્ઞાસામાં એક વણકહ્યો પ્રશ્ન પણ સામેલ હતો. તેને ખબર હતી કે વિશ્વજિતની પત્ની બંને બાળકોને જન્મ આપ્યા પછી તરત જ આ સંસારમાંથી વિદાય થઈ ગઈ હતી. મહેશ્વરના પ્રશ્નનો ઉદ્દેશ્ય એ જાણવાનો પણ હતો

કે વિશ્વજિતે એકલાએ આ સંસ્કાર બાળકોને કેવી રીતે આપ્યા ?

વિશ્વજિતે મહેશ્વરના કહેલા અને વણકહેલા બંને પ્રશ્નનો ઉત્તર આપતાં કહ્યું, "મિત્ર ! બાળપણ ભીની માટી જેવું હોય છે. એ માટીને તમે મનમાન્યો આકાર આપી શકો છો, શરત એટલી કે તમે એક કુશળ મૂર્તિકાર હોવા જોઈએ. મેં શું કર્યું, ખબર નથી. મારા દ્વારા ભગવાને જ તેમને નવજીવન પ્રદાન કર્યું અન્યથા જે વિપત્તિનો પહાડ તૂટી પડ્યો હતો, તેમાં બધું જ સમાપ્ત થઈ જાત."

વિશ્વજિતે આગળ કહ્યું, "મિત્ર ! જ્યારે હું નાનો હતો ત્યારે મારો મોટા ભાગનો સમય દાદા-દાદી પાસે પસાર થતો હતો. દાદાજી મને પુરાણોની વાર્તા સંભળાવતા હતા. હું પુરાણોની મૂલ્યપરક વાર્તા સાંભળીને મોટો થયો. માતા-પિતાએ પણ આવા જ પ્રેમથી મારો વિકાસ કર્યો. તેઓ કહેતા હતા કે સમાજમાં આપણે એ ચીજોનું ધ્યાન રાખવું જોઈએ કે તેના વિકાસમાં એવું શું છે જે સૌથી વધારે ઓછું છે અને તેના પર કોઈનું ધ્યાન જઈ રહ્યું નથી અને એની જ સૌથી વધારે જરૂર છે. જે બધા કરી રહ્યા છે, તે કરવામાં કાંઈ બહુ મહત્ત્વ નથી. જેની આવશ્યકતા હોવા છતાં પણ તેના તરફ કોઈનું ધ્યાન જઈ રહ્યું નથી એવી બાબતની શોધ કરવી જોઈએ."

વિશ્વજિતે પોતાની વાતને આગળ વધારતાં કહ્યું, "મિત્ર ! આજે આપણે સમાજમાં આ જ માનવીય મૂલ્યોને વિકસિત કરવાની આવશ્યકતા છે. આજનો યુવાન પથથી વિમુખ નથી થયો, માત્ર ભટકી ગયો છે. નથી તેનામાં ઊર્જાની કમી અને નથી સામર્થ્યનો અભાવ. તેને માત્ર સાચું શિક્ષણ આપવાની જરૂર છે. જ્યારે તેને સમાજથી સંરક્ષણ અને પરિવાર પાસેથી સંસ્કારપૂર્ણ માર્ગદર્શન મળે છે તો તે જ યુવાન સમાજ માટે, તેની સેવા માટે અને પતિત-પીડિતોના ઉત્થાન માટે પોતાનું જીવન ખપાવી દેવામાં સંકોચાતો નથી."

મહેશ્વરે ફરી પ્રશ્ન કર્યો કે "આપણા સંતાનોમાં આ જ ભાવના વિકસિત કરવા માટે આપણે શું કરી શકીએ છીએ ?" વિશ્વજિતે કહ્યું, "કાંઈ ખાસ નહિ મિત્ર ! ફક્ત આપણું જીવન એ જ મૂલ્યો પર જીવવાની આવશ્યકતા છે જે આપણે આપણાં સંતાનોમાં જોવા માંગીએ છીએ. જ્યાં સુધી આચરણ શિક્ષણનો આધાર બનતું નથી, ત્યાં સુધી ખોખલાં પ્રવચનો માત્ર મનોરંજનના કામમાં આવે છે, પરંતુ જીવન - પરિવર્તનમાં તેની કોઈ ભૂમિકા હોતી નથી."

વિશ્વજિતની વાતો મહેશ્વરને સ્પષ્ટ સમજાઈ રહી હતી. તેઓ સમજી રહ્યા હતા કે યુવાનોના જીવનને સાચી દિશા બતાવવા માટે પરિવારોમાં સંસ્કારી વાતાવરણની આવશ્યકતા છે અને સાથે સાથે વિદ્યાલયોમાં મૂલ્યપરક શિક્ષણની. જ્યારે પરિવાર અને સમાજ, બંને મળીને પોતપોતાની ભૂમિકા યોગ્ય રીતે નિભાવે છે ત્યારે જ એક શ્રેષ્ઠ વ્યક્તિત્વનું નિર્માણ થઈ શકે છે, જેવું આજે તેઓ વિશ્વજિતનાં સંતાનો રૂપે જોઈ રહ્યા હતા. *

*વિધાતાએ ત્રણ દૂતોને ધરતી પર ભ્રમણ માટે મોકલ્યા. જ્યારે ત્રણેય ભ્રમણ કરીને પાછા ફર્યા તો પહેલો અનહદ થાકેલો અને ઉદાસ હતો, બીજો થાકેલો તો હતો પરંતુ ઉદાસ ન હતો તથા ત્રીજો પ્રસન્ન અને ઉત્સાહિત હતો. તેઓ એક-બીજાની મનઃસ્થિતિ જોઈને આશ્ચર્યચકિત થયા. વિધાતાએ તેમને પોતપોતાની યાત્રાનું વિવરણ જણાવવા કહ્યું. પહેલો બોલ્યો, "મને ધરતી પર બધાએ દેવદૂત રૂપે ઓળખી લીધો અને પોતપોતાની વ્યથા કહેવા લાગ્યા. લાખો લોકોની વ્યથાઓ સાંભળવાને કારણે હું થાકેલો અને ઉદાસ છું." બીજાએ કહ્યું, "મેં દેવદૂત હોવાને નાતે લોકોની વ્યથાઓ સાંભળી અને તે દૂર કરવાનો પ્રયત્ન પણ કર્યો પરંતુ બધાનાં કષ્ટ દૂર ન કરી શક્યો. એટલા માટે માત્ર થાકેલો છું." ત્રીજાએ કહ્યું, "પ્રભુ ! મેં પણ એવું જ કર્યું પરંતુ કોઈને એમ ન કહ્યું કે હું દેવદૂત છું. તેમને પોતપોતાનાં કર્મ સુધારવા પ્રેરણા આપી અને તેમનો આત્મવિશ્વાસ વધાર્યો જેથી તેઓ કષ્ટોથી તો મુક્ત થાય પરંતુ કષ્ટ પામવાનાં કારણોનું પુનરાવર્તન ન કરે." ત્રણેયની જિજ્ઞાસાનું સમાધાન થઈ ગયું.*

# રચનાત્મકતાનો જન્મ એકાંતમાં થાય છે



રોજેરોજ કોઈ ને કોઈ ગૂંચવણ, એક સાથે કાનમાં શોર મચાવતા અવાજો, સંસાધનોની તોડ-જોડ, સામાજિક દબાણ, કંઈક મેળવવાની ઈચ્છા અને ન મેળવી શકવાનું દુઃખ - જાણે આખા જીવનનું સત્ય આ જ છે. એવું લાગે છે જાણે જીવન અહીં સુધી જ સમેટાઈને રહી ગયું છે. જીવનમાં બધો સમય ભાગદોડ બની જ રહે છે. આ આંધળી દોડમાં જીવનનો સમય ક્યારે પસાર થઈ જાય છે કંઈ ખબર જ નથી પડતી.

અફસોસ તો ત્યારે થાય છે જ્યારે આપણે એકાંતમાં શાંત થઈને બે ઘડી વળીને જોઈએ છીએ તો ખબર પડે છે એ જાણીને કે દુનિયાની આંધળી દોડમાં આપણે આપણા જીવનનો અમૂલ્ય સમય આમ જ ગુમાવી દીધો. દુનિયાનાં આકર્ષણોમાં એવી રીતે ખોવાઈ ગયા કે કંઈ ભાન જ ન રહ્યું. આ સંસારમાં ઘણું બધું મેળવવાનો ભ્રમ તો થયો પરંતુ આપણે સ્વયંને જ ખોઈ બેઠા. આવું એટલા માટે થયું કારણ કે આપણે ક્યારેય સ્વયંને જાણવાનો પ્રયાસ જ ન કર્યો. ક્યારેય એકાંતની ક્ષણોનો લાભ ન લીધો, ક્યારેય અંતર્મુખી ન થયા.

દરરોજ કોઈ ને કોઈ ગૂંચવણ, કોઈ ને કોઈ રુકાવટ કે કોઈ ને કોઈ આકર્ષણના પડકારો સામે ઝઝૂમતા રહીએ છીએ. આ રીતે આખું જીવન એક અવ્યવસ્થા અને કોલાહલનો શિકાર થતું જઈ રહ્યું છે. એટલું જ નહિ, આ ભાગદોડમાં આપણી નૈસર્ગિક પ્રતિભાને પણ ખૂબ નુકસાન થયું છે. નથી આપણે સ્વયંને ક્યારેય સમજી શક્યા, નથી પોતાની ક્ષમતાઓને જાણી શક્યા અને નથી તેનો ઉચિત વિકાસ કરી શક્યા; કારણ કે આપણી જોવાની દૃષ્ટિ જ એ પ્રકારની થઈ ગઈ છે કે આપણે બીજાની નજરેથી સ્વયંને જોઈએ છીએ, બીજાના કહેવા અનુસાર સ્વયંને ઢાળવાનો પ્રયાસ કરીએ છીએ. આપણે શું છીએ ? આપણે શું હોવું જોઈએ ? એ વિશે વિચારવાનું તો દૂરની વાત છે, મોટા ભાગના લોકો તો આ પ્રશ્નોથી અજાણ છે અને એટલા માટે તેઓ સ્વયંથી અને સ્વયંની સંભાવનાઓથી પણ અપરિચિત રહી જાય છે. જો સ્વયં સાથે પોતાનું આ અંતર દૂર કરવું હોય તો ભલે થોડા સમય માટે પણ અંતર્મુખી થવું પડશે.

ઘણુંખરું લોકો અંતર્મુખતાને એક અવગુણ સમજે છે કારણ કે તેમને અંતર્મુખી થવાનો વાસ્તવિક અર્થ જ ખબર નથી. લોકો અંતર્મુખી થવાનો મતલબ એમ સમજે છે કે કોઈ સાથે વાત ન કરવી, પોતાની અભિવ્યક્તિ ન આપવી, શાંત તથા મૌન રહેવું, સામાજિક ક્રિયા-કલાપોમાં ભાગ ન લેવો. જ્યારે અંતર્મુખી થવાનો વાસ્તવિક અર્થ છે - પોતાની સાથે હોવું અને આ ત્યારે જ સંભવ છે જ્યારે વ્યક્તિ ભીડનો હિસ્સો ન હોય, આંધળી દોડથી દૂર એકાંત અને શાંત હોય. આ જ કારણ છે કે ઉચ્ચતર જીવનની આકાંક્ષા રાખનાર વ્યક્તિ પોતાના જીવનનો મોટા ભાગનો સમય એકાંતમાં વિતાવે છે.

ઘણુંખરું એવું જોવા મળ્યું છે કે લોકો એકાંતમાં જવાથી ગભરાય છે કારણ કે આવું થવાથી એ બધી જ સ્મૃતિઓ, જેના વિશે આપણે એમ વિચારીએ છીએ કે તે હવે આપણા ચેતન મનમાંથી વિદાય થઈ ચૂકી છે - તે બધી એકાંત થવાથી ફરીથી આપણને પોતાની ઉપસ્થિતિનો આભાસ કરાવવા લાગે છે. એકાંતમાં તેમનું અચેતન મન તેમના પર સવાર થવા લાગે છે, જેમાં કાં તો ભૂતકાળની યાદો હોય છે અથવા તો ભવિષ્યની નકારાત્મક કલ્પનાઓ. નકારાત્મક યાદો કુંઠાનું કારણ બને છે અને નકારાત્મક કલ્પનાઓ ચિંતાનું. આ બંનેય સ્થિતિઓ નકારાત્મક પરિણામ આપનારી હોય છે અને એટલા માટે મોટા ભાગની વ્યક્તિ એકાંત સેવનથી ભયભીત થઈ જાય છે, પરંતુ અંતર્મુખતાનો અર્થ એકાંતમાં જઈને અચેતનને પોતાના ઉપર સવાર થવાનો અવસર આપવાનો નથી. એકાંત સેવનનો સાચો ઉપયોગ કરવા માટે આપણે અંતર્મુખતાનો સાચો અર્થ સમજવો જરૂરી છે અન્યથા આપણને આ પ્રક્રિયામાં નિરાશાજનક પરિણામ જ મળશે.

અંતર્મુખી થવાનો અર્થ છે - આપણી વાસ્તવિકતા સાથે, આપણા વર્તમાન સાથે, આપણી સંભાવનાઓ સાથે, આપણી સંપૂર્ણતા સાથે હોવું. જ્યારે વ્યક્તિ પોતાની સંપૂર્ણતા સાથે હોય છે અને તેના આધારે પોતાના લક્ષ્યનું નિર્ધારણ કરે છે, પોતાની સમસ્યાઓનું સમાધાન શોધે છે તો તેનાં પરિણામ ચમત્કારિક હોય છે. જ્યારે વ્યક્તિ એકાંતમાં શાંત થાય છે તો તે પોતાની સંપૂર્ણતા સાથે હોય છે. ત્યારે તેનામાં સર્જનાત્મક શક્તિનો ઉદય થાય છે.

યુગ સાહિત્ય સ્થાપના વર્ષ

સર્જનાત્મક શક્તિ એ છે જે નવું સમાધાન આપવામાં સક્ષમ છે. આ જ કારણ છે કે શ્રેષ્ઠ અને મહાન આત્માઓ પોતાના જીવનનો અધિકાંશ સમય એકાંતમાં વિતાવે છે. જીવનમાં સફળ થવું હોય, કંઈક શ્રેષ્ઠ અને કંઈક નવું કરવું હોય તો અંતર્મુખી થવું પડશે. અર્થાત્ પોતાની સાથે, પોતાના વર્તમાન સાથે, પોતાની વાસ્તવિકતા સાથે, પોતાની સંપૂર્ણતા સાથે રહેવું પડશે અને તેના માટે આવશ્યકતા છે એકાંત અને શાંતિ. એકાંતનો અભ્યાસ દરરોજ થોડા સમય માટે દરેક વ્યક્તિએ કરવો જોઈએ. આ અભ્યાસ માટે યુગઋષિ પરમ પૂજ્ય ગુરુદેવે ઉપાસનાની પ્રક્રિયાનું વિધાન આપ્યું જેથી વ્યક્તિ થોડાક સમય માટે એકાંતમાં પોતાની નજીક આવી શકે, પોતાના વિશે વિચારી શકે, આત્મચિંતન કરી શકે.

ભલે ને ઉપાસના માટે મંત્ર - જપ, ધ્યાન, સ્તુતિ વગેરેનો સહારો લેવામાં આવે છે પરંતુ આ બધું છતાં મન પોતાની પ્રકૃતિ અનુસાર ભટકતું રહે છે. જ્યારે ઉપાસનાના માધ્યમથી મનની ભટકનને શાંત કરવાનો પ્રયાસ કરવામાં આવે છે. આ પ્રક્રિયામાં સર્જનાત્મક વિચાર મનમાં આવે છે, જે આપણી સમસ્યાઓનું સમાધાન કરે છે અને આપણે તેના કારણે આપણી ક્ષમતાઓથી પણ ધીરે ધીરે પરિચિત થતા જઈએ છીએ. એકાંતના અભ્યાસ માટે ઉપાસના ઉપરાંત બીજા ઉપાય પણ છે, જેમ કે - મૌન રહેવું, એકલા ટહેલવું, પ્રકૃતિના સાંનિધ્યમાં જવું, વગેરે.

સામાન્ય જીવનથી અલગ થોડી વાર પોતાની સાથે સમય વિતાવવાનું અદ્ભુત અહેસાસોથી ભરેલું હોય છે. દરરોજ થોડોક સમય એકાંતમાં વિતાવવાથી આપણો સંપર્ક આપણી એ શક્તિઓ સાથે થાય છે જે આપણને સફળતાની નજીક લઈ જાય છે. વ્યક્તિ જેવી આધુનિક સંસારનાં બંધનોથી બહાર નીકળીને પ્રકૃતિમાં હરિયાળીની વચ્ચે થોડોક સમય પસાર કરવાનું શરૂ કરે છે, તો મસ્તિષ્ક સામાન્ય વિચારોની બેડીઓમાંથી મુક્ત થવા લાગે છે તથા તેમાં રચનાત્મકતાનો જન્મ થવા લાગે છે.

એકાંતમાં રહેવાના લાભો પાછળ છુપાયેલું વિજ્ઞાન અત્યંત વિલક્ષણ છે. એકાંત સ્વ-આલોચના કરનાર મસ્તિષ્કને શાંત કરી દે છે અને નૈસર્ગિક પ્રતિભાના અત્યાર સુધી દબાયેલા હિસ્સાઓને સક્રિય કરી દે છે. આને અંગ્રેજીમાં 'ટ્રાંઝિએટ હાઈપોફંટાલિટી' કહે છે. આ રીતે વ્યક્તિ જીવનના પડકારો માટે સાચા અર્થમાં તૈયાર થઈ જાય છે. જ્યારે કોઈ વ્યક્તિ એકાંતમાં હોય છે, તો તેના મસ્તિષ્કના બીટા તરંગો ધીમા થઈને આલ્ફામાં બદલાઈ જાય છે. એકાંતને મળતાં જ જ્યારે આવું થાય છે, તો સ્વ-આલોચના, માનસિક ઉહાપોહ, ચિંતા, દ્વંદ્વ વગેરે માટે જવાબદાર મસ્તિષ્કનો હિસ્સો નિષ્ક્રિય પડવા લાગે છે. તેની આગળની પ્રક્રિયામાં જ એકાંતનો અભ્યાસ કરવાનો લાભ છુપાયેલો છે.

એકાંત, શાંત અને પ્રસન્ન મનઃસ્થિતિની અવસ્થામાં વ્યક્તિની ન્યૂરોકેમિસ્ટ્રી પણ બદલાઈ જાય છે. આવી અવસ્થામાં પ્રસન્નતા, આનંદ અને ચેતન જગાવનાર ન્યૂરોકેમિકલ્સ ઝડપથી બનવા લાગે છે અને નવા રચનાત્મક વિચાર આવવાનું શરૂ થઈ જાય છે, રચનાત્મકતા વધવા લાગે છે. એવી સમસ્યાઓનું સમાધાન મળે છે, જેનું સમાધાન કરવાનું સાધારણ રીતે સંભવ બની શકતું નથી. એટલા માટે ઋષિઓનું એ કથન છે કે શાંત અને પ્રસન્ન મનઃસ્થિતિમાં દિવ્યચેતના અવતરિત થાય છે.

આ રીતે એકાંતમાં રહેવાના, અંતર્મુખી થવાના ફાયદા છે પરંતુ એ પણ ધ્યાન રાખવું જોઈએ કે મન તેના માટે તૈયાર છે કે નહિ. જ્યાં સુધી વ્યક્તિ સાચી રીતે વિચારવાનું, સમજવાનું શરૂ કરી દેતી નથી, ત્યાં સુધી વધારે અંતર્મુખી થવાનો અભ્યાસ ન કરવો જોઈએ અન્યથા એકાંતમાં નકારાત્મક વિચાર કરવાથી કે ગમે તે વિચારતા રહેવાથી સકારાત્મક પરિણામ મળશે નહિ પરંતુ પરેશાની વધુ વધી જશે.

એ સાચું છે કે અંતર્મુખી થઈને આપણે સંપૂર્ણપણે એકાગ્ર થઈ શકીએ છીએ, આપણી ક્ષમતાઓ અને શક્તિઓનું સાચું આકલન કરીને તેનો સાચો ઉપયોગ કરી શકીએ છીએ અને પોતાની અંતર્ચેતનાનો વિકાસ કરી શકીએ છીએ પરંતુ તેના માટે સૌથી પહેલાં ઉપયુક્ત મનોભૂમિ તૈયાર કરવાનું આવશ્યક છે. ઉપયુક્ત મનોભૂમિ વિના એકાંતવાસ નકામી સમસ્યાઓ વિશે વિચારવાનું માધ્યમ બની જશે અને તેનાં કોઈ સકારાત્મક પરિણામ મળી શકશે નહિ. એટલા માટે આપણે ધીરે ધીરે એકાંતવાસનો અભ્યાસ શરૂ કરવો જોઈએ અને શરૂઆતમાં દિવસની થોડીક મિનિટોથી શરૂ કરીને તે વધારતાં વધારતાં એક નિર્ધારિત સમયગાળા સુધી લઈ જવું જોઈએ. સમયગાળો વધારવાની સાથે એકાંતવાસમાં અંતર્મુખી ચિંતનને પ્રાથમિકતા આપવી જોઈએ જેથી એ સમયનો સર્વશ્રેષ્ઠ ઉપયોગ કરી શકાય. *

# ક્ષમા વીરોનું આભૂષણ છે

ક્ષમા એક એવું આભૂષણ છે, જે કોઈના પણ વ્યક્તિત્વમાં સૌથી વધારે સુશોભિત થાય છે. ક્ષમા કરવાનું બધાના વશની વાત નથી, એ બહુ મુશ્કેલ કાર્ય છે. બદલાની ભાવના માનવ સ્વભાવની સહજ દુર્બળતા છે. ક્ષમા ભાવનાથી જ તેનું શમન સંભવ છે. એટલા માટે મનુષ્યએ પોતાના જીવનમાં ક્ષમા ભાવનાનો વિકાસ કરતા રહેવું જોઈએ. તેનો નિરંતર અભ્યાસ કરતા રહેવાથી જીવનમાં આવતી પરીક્ષાની ઘડીઓમાં આપણે સ્વયં પર નિયંત્રણ રાખી શકીએ છીએ.

ક્ષમાનો અર્થ છે - ભૂલોની માફી. ક્ષમા બીજા પાસે માગવામાં પણ આવે છે અને ક્ષમા કરવામાં પણ આવે છે. ક્ષમા માગવી અને ક્ષમા કરવી - બંને માટે વિનમ્રતા હોવી જરૂરી છે અન્યથા ન ક્ષમા માગી શકાશે અને ન ક્ષમા કરી શકાશે. વિનમ્રતા જ છે જે આપણને સહેલાઈથી ક્ષમા માગવા માટે તત્પર કરી દે છે, આપણા અહંને આગળ આવવા નથી દેતી અને આ વિનમ્રતાને કારણે જ આપણને બીજા પાસેથી ક્ષમા મળે છે કારણ કે અહંકાર નથી કોઈની સામે ક્ષમા માટે ઝૂકતો અને નથી સહેલાઈથી કોઈને ક્ષમા કરતો.

ક્ષમાનું સૂત્ર છે - "હું બધા જીવોને ક્ષમા કરું છું અને બધા જીવો મને ક્ષમા કરે. બધા જીવો સાથે મારે મૈત્રીભાવ છે, કોઈ સાથે શત્રુભાવ નથી." આ રીતે ક્ષમાને અંતઃકરણમાં સ્થાપિત કરી લેવી અને સ્વભાવમાં બેસાડી દેવી એ વિશેષ મહત્ત્વ ધરાવે છે. વાસ્તવમાં ક્ષમા જીવનમાં સુખ-શાંતિની સર્વોત્કૃષ્ટ સ્થિતિ પ્રદાન કરનારી વ્યવસ્થા છે, અનુભૂતિ છે.

એક સમયની વાત છે. ઈંદોરમાં કોઈ રસ્તાના કિનારે એક ગાય પોતાના વાછરડા સાથે ઊભી હતી. ત્યાં દેવી અહિલ્યાબાઈના પુત્ર માલોજીરાવની સવારી નીકળી. ગાયનું વાછરડું અકસ્માત્ ઊછળીને રથની સામે આવી ગયું. ગાય પણ તેની પાછળ દોડી, પણ ત્યાં સુધીમાં માલોજીનો રથ વાછરડાને કચડતો આગળ વધી ગયો. કોઈએ પરવા ન કરી. ગાય સ્તબ્ધ બનીને આહત શી ત્યાં જ બેસી ગઈ. થોડી વાર પછી દેવી અહિલ્યાબાઈ ત્યાંથી પસાર થયાં.

અહિલ્યાબાઈએ ગાયને અને તેની પાસે પડેલા મરેલા વાછરડાને જોઈને ઘટનાક્રમ વિશે જાણકારી મેળવી. આખો ઘટનાક્રમ જાણ્યા પછી અહિલ્યાબાઈએ દરબારમાં માલોજીની પત્ની મેનાબાઈને બોલાવી. તેમણે મેનાબાઈને પૂછ્યું, "જો કોઈ વ્યક્તિ કોઈ માની સામે તેના દીકરાની હત્યા કરી નાંખે, તો તેને શું દંડ મળવો જોઈએ?" માલોજીની પત્નીએ જવાબ આપ્યો, "તેને પ્રાણદંડ મળવો જોઈએ."

દેવી અહિલ્યાબાઈએ માલોજીના હાથ-પગ બાંધીને માર્ગ પર નાંખવાનું કહ્યું અને પછી તેમણે આદેશ આપ્યો કે માલોજીને મૃત્યુદંડ રથ સાથે ટકરાવીને આપવામાં આવે પરંતુ આ કાર્ય કરવા કોઈ સારથિ તૈયાર ન થયો. દેવી અહિલ્યાબાઈ ન્યાયપ્રિય હતાં. એટલે તેઓ મા હોવા છતાં પણ આ કાર્ય કરવા માટે રથ પર સવાર થઈ ગયાં. તેઓ રથ લઈને જેવાં આગળ વધ્યાં કે એક આકસ્મિક ઘટના બની. એ જ ગાય રથની સામે આવીને ઊભી રહી ગઈ, તેને જેટલી વખત દૂર લઈ જવામાં આવતી, તેટલી વખત તે અહિલ્યાબાઈની સામે આવી જતી.

આ દૃશ્ય જોઈને મંત્રી પરિષદે દેવી અહિલ્યાબાઈને માલોજીને ક્ષમા કરવાની પ્રાર્થના કરી જેનો આધાર એ ગાયનો વ્યવહાર બન્યો. આ રીતે ગાયે પોતે પીડિત હોવા છતાં પણ માલોજીને ક્ષમા કરીને તેના જીવનની રક્ષા કરી. ઈંદોરમાં જે જગ્યાએ આ ઘટના બની હતી, તે સ્થાનને આજે પણ આડા બજારના નામે ઓળખવામાં આવે છે, કારણ કે આ સ્થાન પર એક ગાયે અડિંગો જમાવીને બીજાની રક્ષા કરી હતી અને એ સિદ્ધ કર્યું હતું કે ક્ષમાનો મહિમા અપાર છે.

ક્ષમાનો આ જ ભાવ વ્યક્તિને મહાન બનાવે છે, ચેતનાનો ઉત્તરોત્તર વિકાસ કરે છે. ક્ષમા કરવાનું વ્યક્તિ માટે એટલું સરળ નથી હોતું, પરંતુ તેના માટે પ્રયાસ તો કરી જ શકાય છે. ક્ષમા માટે મનમાં ઉદારતાનો ભાવ હોવો જોઈએ અને આ કારણે ક્ષમાને આધ્યાત્મિક ગુણ માનવામાં આવ્યો છે. એટલા માટે દરેક વ્યક્તિએ ક્ષમા ભાવ મનમાં ધારણ કરવો જોઈએ. *

# ગાયત્રી તપોભૂમિમાં ઉજવાયો ગાયત્રી જયંતીનો દિવ્ય પર્વ

પરમ પૂજ્ય ગુરુદેવે ભારતીય સંસ્કૃતિના પ્રમુખ પર્વ-તહેવારોમાં ગાયત્રી જયંતીના પર્વની ગરિમાને વિશેષ મહત્ત્વ આપ્યું છે. ગાયત્રી તપોભૂમિની સ્થાપના (૧૯૫૩) થી જ દરેક વર્ષે આ પર્વ અહીંયા વિશેષ ધૂમધામથી મનાવવામાં આવે છે. શાંતિકુંજની સ્થાપના (૧૯૭૧) થી ત્યાં તથા દેશ-વિદેશના હજારો પ્રજ્ઞા સંસ્થાનો પ્રજ્ઞાપીઠો તથા શક્તિપીઠોમાં પણ આ પર્વ પ્રેરણા પર્વની માફક મનાવવામાં આવે છે. આ વર્ષની આ પર્વની ગરિમાનું કંઈક વધુ જ મહત્ત્વ એટલા માટે હતું કે પરમ પૂજ્ય ગુરુદેવના મહાપ્રયાણના ૨૫ વર્ષ પૂરા આ દિવસે થયા, ગાયત્રી જયંતી ૧૯૯૦ ના તેમણે પ્રયાણ કર્યું. ગાયત્રી જયંતી ૨૦૧૫ ના ૨૫ વર્ષ પૂરા થઈ ગયા. તેમના પ્રાણપ્રિય શિષ્યોએ તેમને અત્યંત ભાવભરી શ્રદ્ધાથી સ્મરણ કર્યા. ગાયત્રી તપોભૂમિમાં સૈંકડોની સંખ્યામાં ઉપસ્થિત પરિજનોને તેમની સઘન અનુભૂતિ થઈ. પૂજ્ય ગુરુદેવ, વંદનીયા માતાજીના પ્રતિમાકક્ષો તથા ગાયત્રી મંદિરને વિશેષ રૂપથી સુંદર સુગંધિત પુષ્પ લડીઓથી સજાવવામાં આવ્યું. પ્રખર પ્રજ્ઞા-સજલ શ્રદ્ધા પ્રતિકો પર પણ મનોહારી સજાવટ કરવામાં આવી. પર્વની પૂર્વ સંધ્યાએ દેશના ખૂણે-ખૂણેથી આવેલ પરિજનોનો વિશાળ સમુદાય એકત્ર થઈ ગયો, બધાને પૂજ્ય ગુરુદેવની આ કર્મભૂમિના દિવ્ય સુસંસ્કારોથી અભિસિક્ત થયાની સ્નેહિલ અનુભૂતિ થઈ રહી હતી લાગતુ હતું કે પૂજ્ય ગુરુદેવની ચેતના ઊર્વર અહીં કણ-કણમાં અભિવ્યક્ત થઈ રહી છે તથા પ્રેરણા આપી રહી છે કે આદ્ય-શક્તિના આ આદ્ય સિધ્દપીઠમાં સંકલ્પ લઈને જાઓ કે હવે ચૂપ નહીં બેસીએ. શિથિલ નહીં રહીશું, પૂજ્ય ગુરુદેવના સ્વપ્નોને સાકાર કરવા માટે બધું જ દાવ પર લગાવી દઈશું. જે મહાપુરુષે અહીંયા પોતાના સ્થૂળ જીવનના ૩૦ મહત્ત્વપૂર્ણ વર્ષ વિતાવ્યા અને આ તપસ્થળીથી હજારો વર્ષો સુધી વિશ્વને પ્રેરણા-પ્રકાશ મળતા રહ્યાની વાત કરી, તેમના પદમ ચરણોમાં પોતાના કણ-કણ કેમ સમર્પિત કરવામાં ન આવે.

શ્રી ઈશ્વર શરણ પાંડેયજીના પર્વ ઉદ્બોધનમાં પૂજ્ય ગુરુદેવની અંતર્વેદના જોવા મળી. તેમણે પોતાના અત્યંત સારગર્ભિત સંબોધનમાં વારે-વારે યુગઋષિના ચરણ-ચિન્હો પર ચાલવાની, તેમના માટે તન-મન-જીવન બધું જ ન્યોછાવર કરવાની ઉત્કટ પ્રેરણા આપી. પૂજ્ય ગુરુદેવથી જોડાયેલ ઘણી માર્મિક અનુભૂતિઓને અભિવ્યક્ત કરી પરિજનોની હૃદય-સંવેદનાઓને સમર્પણની દિશામાં ઢંઢોળતા, ગતિ આપવાનો આત્મીયતા ભર્યો પ્રયાસ કર્યો.

શ્રી મૃત્યુંજય શર્માજી અને શ્રી પાંડેજીએ પર્વ-પૂજન કર્યું. આ ગાયત્રી તપોભૂમિનો સુસંયોગ છે કે બધી દેવી-શક્તિઓની કૃપા એને અધિક મળી છે. આશ્રમ સ્થાપનાના પહેલા નવદુર્ગામાં જ આ સ્થાપનાની વાત ગુરુદેવના મનમાં ઉઠી હતી. જમીન ગીતા જયંતીના દિવસે ખરીદવામાં આવી. શિલાન્યાસ સરસ્વતી જયંતી (વસંત પંચમી) ના દિવસે થયો. પ્રાણ-પ્રતિષ્ઠા ગાયત્રી જયંતીના દિવસે થઈ. દુર્ગા, ગીતા, સરસ્વતી, ગંગા, ગાયત્રી બધાના સૂક્ષ્મ અનુદાન એને પ્રાપ્ત થયા છે.

પૂજનક્રમમાં લાગેલ ગંગા હવે જ્ઞાનગંગા બનીને પૂરા વિશ્વમાનવના માનસને પવિત્રતા-દિવ્યતાના વિચારોથી પરિપૂર્ણ કરવા માટે તત્પર થઈ ચૂકી છે, જ્ઞાનગંગાના પ્રવાહને અવિરલ, અજસ્ત્ર બનાવી રાખવા માટે પરિજનોએ અપેક્ષિત સમયદાન, અંશદાનની પુષ્પાંજલિ અર્પિત કરી.

વિભિન્ન પ્રકારના સંસ્કાર, દીક્ષા, યજ્ઞોપવિત, વિદ્યારંભ, મુંડન, પુંસવન આદિ પણ ઘણી સંખ્યામાં થયા. વંદનીયા માતાજીના ભોજનાલયમાં ઉપસ્થિત બધા પરિજનોએ તથા આસપાસના વિસ્તારના લોકોએ ભોજન-પ્રસાદ ગ્રહણ કર્યો.

*

# બૌદ્ધ પર્યટનનો સાંસ્કૃતિક પ્રભાવ



ભારત ભૂમિ ઋષિ-મુનિઓ, યોગીઓ, તપસ્વીઓ, મહાપુરુષોની ઉર્વરક ભૂમિ રહી છે. ધર્મ, સંસ્કૃતિ અને આધ્યાત્મિકતાની સુવાસ અહીંના કણેકણમાં વ્યાપ્ત છે. આ એવી વિશેષતાઓ છે જે અહીં આવતા પર્યટકોને સહજપણે આકર્ષિત અને પ્રભાવિત કરી દે છે. આ જ કારણ છે કે આ આધુનિકતમ સમયમાં પણ ભારતમાં આધ્યાત્મિક પર્યટનનું ક્ષેત્ર ઝડપથી વિસ્તરી રહ્યું છે. એવામાં તીર્થસ્થળ હોય, પવિત્ર નદીઓ હોય અથવા મહાપુરુષોના જન્મસ્થળ કે તપસ્થળ હોય - પર્યટનની દૃષ્ટિએ સૌનું ધ્યાન ખેંચે છે.

આ સ્થાનો પર આવીને લોકો પોતાનો પર્યટનનો ઉદ્દેશ્ય તો પૂરો કરે જ છે, સાથે સાથે આપણી પ્રાચીનતમ સંસ્કૃતિના વૈભવ, અલૌકિક સૌંદર્ય અને ધર્મ-સંસ્કૃતિના વ્યાપક અને ઉદાર સ્વરૂપનો પણ પરિચય મેળવે છે. આ ક્રમમાં મહાત્મા બુદ્ધ સાથે સંબંધિત સ્થળોનું પણ મહત્ત્વપૂર્ણ સ્થાન છે. ભારતમાં વિકસિત થતા પર્યટનના વિવિધ આયામોમાં બૌદ્ધ પર્યટનનું ક્ષેત્ર અત્યંત વિશેષ સ્થાન ધરાવે છે. આ સંદર્ભમાં દેવ સંસ્કૃતિ વિશ્વવિદ્યાલયમાં બૌદ્ધ પર્યટનને લઈને એક મહત્ત્વપૂર્ણ શોધકાર્ય સંપન્ન કરવામાં આવ્યું છે.

આ શોધકાર્ય વર્ષ ૨૦૧૨માં દેવ સંસ્કૃતિ વિશ્વવિદ્યાલયના ભારતીય સંસ્કૃતિ અને પર્યટન પ્રબંધન વિભાગ અંતર્ગત શોધાર્થી શિક્ષા પારીક દ્વારા કુલાધિપતિ ડૉ. પ્રણવ પંડયાના સંરક્ષણ અને ડૉ. સુનીલ કાબિયાના નિર્દેશનમાં પૂરું કરવામાં આવ્યું. ભારતીય જીવનમાં વસેલા સાંસ્કૃતિક અને આધ્યાત્મિક પર્યટનના મહત્ત્વ અને સ્વરૂપને જાણવા-સમજવાની દૃષ્ટિએ આ શોધકાર્ય અત્યંત મહત્ત્વપૂર્ણ કહી શકાય. આ શોધ અધ્યયનનો વિષય હતો - **'બૌદ્ધ પર્યટનના સાંસ્કૃતિક પ્રભાવનું અધ્યયન - કુશીનગરના વિશેષ સંદર્ભમાં'** આ અધ્યયન બૌદ્ધ પર્યટનના માધ્યમથી ભારતની પ્રાચીન સાંસ્કૃતિક અને ધાર્મિક વિરાસતનાં ગૌરવશાળી સાક્ષ્યોને તો સામે લાવે છે, સાથોસાથ ભારતમાં વધતા સાંસ્કૃતિક અને આધ્યાત્મિક પર્યટનના ક્ષેત્રમાં બૌદ્ધ પર્યટનના મહત્ત્વને પણ સામે લાવે છે.

બૌદ્ધ પર્યટનના સ્થળોમાં લુંબિની, સારનાથ, બોધગયા અને કુશીનગરને મુખ્ય માનવામાં આવે છે. કુશીનગરનું મહત્ત્વ બુદ્ધના મહાનિર્વાણ સ્થળ હોવા સાથે સંબંધિત છે. કુશીનગરમાં બૌદ્ધ પર્યટનના માધ્યમથી આ અધ્યયનમાં એ જાણવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે કે આ પર્યટનથી ત્યાંના લોકજીવન અને સાંસ્કૃતિક વારસા પર કેવો પ્રભાવ પડે છે અને પર્યટનનાં નકારાત્મક અને સકારાત્મક પાસાંઓના મૂલ્યાંકનના આધારે વર્તમાનમાં સમાજ અને શાસને કયાં કયાં આવશ્યક પગલાં ભરવાની જરૂર છે ? અધ્યયનની પ્રામાણિકતા, કાયદેસરતા અને વૈજ્ઞાનિકતાની દૃષ્ટિએ શોધાર્થીએ વિષયની સૈદ્ધાંતિક વિવેચનાની સાથે સાથે પ્રયોગાત્મક શોધવિધિનું પણ અવલંબન લીધું છે તથા અધ્યયનથી પ્રાપ્ત નિષ્કર્ષોને તથ્યો અને આંકડાના માધ્યમથી પ્રામાણિકતા સાથે પ્રસ્તુત કર્યા છે.

આ અધ્યયનના પ્રયોગાત્મક પક્ષમાં શોધાર્થી દ્વારા આકસ્મિક પ્રતિચયન વિધિ દ્વારા કુલ ૩૫૦ લોકોની પસંદગી કરવામાં આવી, જેમાં ૨૫૦ લોકો કુશીનગરના સ્થાનિક રહેવાસી તથા ૧૦૦ લોકો દેશ-વિદેશથી આવેલા પર્યટકો હતા. શોધકાર્યમાં પરીક્ષણ માટે પ્રયુક્ત ઉપકરણો તરીકે શોધાર્થી દ્વારા સ્વનિર્મિત પ્રશ્નાવલીનો પ્રયોગ કરવામાં આવ્યો. અધ્યયન ઉદ્દેશ્યની પૂર્તિ માટે પ્રશ્નાવલીને બે ભાગોમાં વિભાજિત કરવામાં આવી હતી.

પ્રથમ પ્રકારની પ્રશ્નાવલીમાં કુશીનગરના સ્થાનિક રહેવાસીઓ પાસેથી આર્થિક, સામાજિક અને સાંસ્કૃતિક પક્ષો સાથે સંબંધિત માહિતી મેળવવામાં આવી હતી, સાથે જ તેમાં પર્યટનથી પડતા પ્રભાવોને પણ પ્રશ્નોમાં સામેલ કરવામાં આવ્યા હતા. બીજા પ્રકારની પ્રશ્નાવલીમાં કુશીનગરથી બહાર એટલે કે દેશ-વિદેશથી

આવેલા પર્યટકો પાસેથી અહીંના પર્યટન સંબંધી જાણકારી મેળવવામાં આવી હતી. પર્યટનો સાથે સંબંધિત પ્રશ્નોમાં મુખ્યત્વે કુશીનગર પર્યટન માટે આવવાનાં સાધનો, અહીંની સુવિધાઓ, પર્યટકોની યાત્રાનો ઉદ્દેશ્ય તથા અહીં રોકાવાનો સમયગાળો, વગેરેનો સમાવેશ કરવામાં આવ્યો હતો.

પરીક્ષણથી પ્રાપ્ત આંકડા તથા તથ્યોનું સાંખ્યિકીય વિશ્લેષણ કરવાથી પ્રાપ્ત પરિણામોમાં એ જોવા મળ્યું કે પર્યટનનો સ્થાનિક જીવન અને સંસ્કૃતિ પર ગાઢ પ્રભાવ પડે છે. અધ્યયનથી પ્રાપ્ત નિષ્કર્ષમાં શોધાર્થીએ એ જોયું કે કુશીનગરમાં બૌદ્ધ પર્યટનનો સ્થાનિક સંસ્કૃતિ પર અધિકતમ સકારાત્મક પ્રભાવ પડ્યો છે, જેમ કે - આર્થિક સ્થિતિમાં સુધારો થયો છે, રહેણી-કરણીના સ્તરમાં ઉન્નતિ થઈ છે, શિક્ષણ - સ્વાસ્થ્ય અને આવાગમનનાં સાધનોમાં પણ વિકાસ થયો છે.

તેની સાથે જ એક મહત્ત્વપૂર્ણ પાસું એ પણ છે કે પર્યટન વધવાની સાથે સાથે અહીંની ઐતિહાસિક ધરોહરો, ઈમારતોના સંરક્ષણ અને સુરક્ષા પર ખાસ ધ્યાન અપાવા લાગ્યું છે તથા અહીંની સ્થાનિક સંસ્કૃતિના વિકાસની સાથે સાથે આ સ્થાનને આંતરરાષ્ટ્રીય ઓળખ પણ મળી છે. પર્યટનના આ લાભોની સાથે કેટલાંક દુષ્પરિણામ પણ સામે આવ્યાં છે, જેમાં અપરાધો વધવા, પ્રદૂષણ અને અસુરક્ષાનું વાતાવરણ વધવું એ મુખ્ય છે.

આ અધ્યયનના નિષ્કર્ષોના આધારે એમ માની શકાય કે પર્યટનનાં કેટલાંક દુષ્પરિણામ અવશ્ય સ્થાનિક સંસ્કૃતિને પ્રભાવિત કરે છે પરંતુ સભ્યતા અને લોક જીવનના વિકાસની દૃષ્ટિએ તેના ફાયદા વધારે છે. જે ઊણપો સામે આવી છે, તેને પણ પર્યટન મંત્રાલય તથા સ્થાનિક પર્યટન વિભાગના સમન્વિત પ્રયાસોથી દૂર કરીને પર્યટનની પ્રક્રિયાને સુનિયોજિત રીતે વિકસાવી શકાય છે.

આ અધ્યયનમાં પર્યટનના મહત્ત્વ અને વિકાસના વિવિધ પક્ષોને તો ઉજાગર કરવામાં આવ્યા જ છે, પરંતુ તેનો સૌથી મહત્ત્વપૂર્ણ પક્ષ છે - ધર્મ, સંસ્કૃતિ અને અધ્યાત્મ સાથે જોડાયેલા પર્યટન ક્ષેત્રને વિકસિત કરનાર આવશ્યક પાસાંઓ તરફ ધ્યાન ખેંચવું. આપણા દેશમાં ધાર્મિક અને સાંસ્કૃતિક પર્યટનની અસીમ સંભાવનાઓ મોજૂદ છે. આવશ્યકતા છે આવાં સ્થળોનું મહત્ત્વ અને તેની વિશેષતાઓને દેશ-વિદેશના પર્યટકો સુધી પહોંચાડવાની તથા આવનારા પર્યટકોની સુવિધાઓનું ધ્યાન રાખવાની; કારણ કે કોઈ પણ સ્થાન પર ભ્રમણ કરતાં પહેલાં પર્યટક એ સ્થાનની આધારભૂત સુવિધાઓનું મૂલ્યાંકન અવશ્ય કરે છે. આથી પર્યટકોની સુવિધાઓને પણ પર્યટન વિકાસ માટે એક મહત્ત્વપૂર્ણ પક્ષ માનવી જોઈએ.

શોધ અધ્યયનથી પ્રાપ્ત પરિણામો અને નિષ્કર્ષોના આધારે શોધાર્થી દ્વારા આપવામાં આવેલાં સૂચન પણ ભારતીય પર્યટન વિકાસની દૃષ્ટિએ અત્યંત ઉપયોગી કહી શકાય. આ સૂચનો છે -

૧. પ્રત્યેક પર્યટન સ્થળનું ઐતિહાસિક અને સાંસ્કૃતિક મહત્ત્વ હોય છે. તેથી એ સ્થળને સ્થાનિક પ્રયાસોથી સુંદર અને આકર્ષક બનાવવું જોઈએ.

૨. પર્યટન સ્થળની મૌલિકતાને ઓળખાવતી લોકસંસ્કૃતિ અને ત્યાંની કલાઓના મહત્ત્વનો પણ પ્રચાર -પ્રસાર કરાવો જોઈએ, જેથી પર્યટક આપણી સંસ્કૃતિની વિવિધતાથી પણ પરિચિત થઈ શકે.

૩. પર્યટન સ્થળ પર આવાસ, ભોજન અને સુરક્ષાની વ્યવસ્થા સહજ સુલભ હોવી જોઈએ.

૪. પર્યટન સ્થળની ગરિમાને અનુરૂપ એવી પર્યટન નીતિ બનાવવામાં અને અપનાવવામાં આવવી જોઈએ જેનાથી પર્યટન ઉદ્યોગનો પણ વિકાસ થાય અને સ્થાનિક જીવનની ઉન્નતિ પણ સુનિશ્ચિત થાય. આ નીતિઓમાં પ્રદૂષણ, લૂંટ, ચોરી તથા અન્ય અસુવિધાઓનો પણ સમાવેશ કરીને તેના નિવારણની સમ્યક્ પ્રક્રિયા અપનાવવી જોઈએ.

ઉક્ત સૂચન કુશીનગરમાં બૌદ્ધ પર્યટનના સંદર્ભમાં આપવામાં આવ્યાં છે, પરંતુ આ જ સૂચન ઓછાવત્તા અંશે ભારતનાં ઘણું ખરું તમામ પર્યટન સ્થળોને પણ લાગુ પડે છે. તેમાં પણ ધાર્મિક સ્થળો અને તીર્થો માટે તો અત્યંત ઉપયોગી કહી શકાય છે. આ શોધકાર્ય બૌદ્ધ પર્યટનના સાંસ્કૃતિક પ્રભાવ પર તો વિસ્તૃત પ્રકાશ પાડે જ છે. સાથોસાથ ભારતીય પર્યટનના વિકાસની નવીન સંભાવનાઓ અને મહત્ત્વને પણ સામે લાવે છે. દેવ સંસ્કૃતિ વિશ્વવિદ્યાલયમાં કરવામાં આવેલું શોધકાર્ય નિશ્ચિતપણે ભારતીય સંસ્કૃતિના બહુમુખી વિકાસમાં મહત્ત્વપૂર્ણ યોગદાન આપશે. *

# જે કાંઈ દેવદુર્લભ છે તે બધું ભક્ત માટે સુલભ છે



(શ્રીમદ્ ભગવદ્ગીતાના "વિશ્વરૂપદર્શનયોગ" નામના અગિયારમા અધ્યાયનો પચીસમો હપતો)

*અગિયારમા અધ્યાયના ૨૪મા હપતામાં ૪૯મા તથા ૫૦મા શ્લોકની વ્યાખ્યા કરવામાં આવી હતી. તેમાંથી ૪૯મા શ્લોકમાં અર્જુનના પ્રેમપૂર્ણ, શ્રદ્ધાસિક્ત અને સમર્પિત વ્યક્તિત્વને પોતાની સહજ સ્વીકૃતિ આપતાં શ્રીભગવાન તેને કહે છે - "મારા આ પ્રકારના આ વિકરાળ રૂપને જોઈને તને વ્યાકુળતા ન થવી જોઈએ અને મૂઢભાવ પણ ન થવો જોઈએ. તું ભયરહિત અને પ્રીતિયુક્ત મનવાળો થઈને એ જ મારા શંખ, ચક્ર, ગદા, પદ્મયુક્ત ચતુર્ભુજ રૂપને ફરીથી જો." શ્રીભગવાનનું આ આશ્વાસન છે અર્જુનને. શ્રીભગવાન પોતાના કોઈ પણ રૂપમાં કેમ ન હોય, તેઓ સદાય ભક્તવત્સલ છે. ભયાવહ અને વિનાશક રૂપમાં પણ તેમનો સ્વભાવ જળવાઈ રહે છે. તેમના કોઈ પણ રૂપથી તેમના ભક્તનું કોઈ અનિષ્ટ થતું નથી. આટલું છતાં પણ તેમને ખ્યાલ રહે છે પોતાના પ્રિય ભક્તની ભાવનાઓનો. આ કારણથી જ તો તેઓ પોતાના પ્રિય ભક્ત અર્જુન માટે શંખ, ચક્ર, ગદા, પદ્મયુક્ત ચતુર્ભુજ ધારણ કરવા માટે તૈયાર થઈ ગયા.*

*શ્રીભગવાનના આ ભક્ત પ્રેમને અભિવ્યક્ત કરતાં સંજય આગળ ૫૦મા શ્લોકમાં મહારાજ ધૃતરાષ્ટ્રને કહે છે - "હે રાજન ! વાસુદેવ ભગવાને અર્જુનને આમ કહીને ફરીથી એવું જ ચતુર્ભુજ રૂપ બતાવ્યું અને પછી પાછા મહાત્મા શ્રીકૃષ્ણએ સૌમ્ય મૂર્તિ થઈને આ ભયભીત અર્જુનને ધીરજ બંધાવી." શ્રીભગવાન સદા ભક્તવત્સલ છે. ભક્તની પીડા તેમની પોતાની પીડા છે. એટલા માટે તો તેમણે પોતાના વિકરાળ સ્વરૂપનો ત્યાગ કરી દીધો અને ધારણ કર્યું તેમણે ચતુર્ભુજ સ્વરૂપ. અર્જુન પ્રસન્ન થઈ જતાં તેમણે ફરી માનવ સ્વરૂપ ધારણ કરી લીધું. આ રીતે ભગવાન શ્રીહરિએ ભક્ત પ્રેમમાં ધારણ કર્યું પોતાનું નારાયણ રૂપ અને પછીથી તેઓ ફરી પાછા આવી ગયા નર રૂપમાં.*

શ્રીભગવાનના સૌમ્ય સ્વરૂપને જોઈને અર્જુનનો ભય દૂર થઈ ગયો. તે પોતાની સહજ સ્વાભાવિક દશામાં પાછો આવ્યો અને બોલ્યો -

**અર્જુન ઉવાચ**

**દૃષ્ટ્વેદં માનુષં રૂપં તવ સૌમ્યં જનાર્દન ।**
**ઈદાનીમસ્મિ સંવૃત્તઃ સચેતાઃ પ્રકૃતિં ગતઃ ॥ ૫૧॥**

**શબ્દાર્થ :-** અર્જુન બોલ્યો - હે જનાર્દન ! (જનાર્દન), આપના (તવ), આ (ઈદમ્), અતિ શાંત (સૌમ્યમ્), મનુષ્ય રૂપને (માનુષમ્, રૂપમ્), જોઈને (દૃષ્ટ્વા), હવે હું (ઈદાનીમ્), સ્થિરચિત્ત(સચેતાઃ), થઈ ગયો (સંવૃત્તઃ), છું અને (અસ્મિ), મારી સ્વાભાવિક સ્થિતિને (પ્રકૃતિમ્), પ્રાપ્ત થઈ ગયો છું (ગતઃ).

અર્જુનના આ કથનમાં પ્રકટ થઈ રહ્યું છે - અર્જુનનું વ્યક્તિત્વ. તે બતાવી રહ્યો છે ભગવાનને - "હે પ્રભુ ! આપના આ સૌમ્ય સ્વરૂપને જોઈને હું પાછો મારા સ્વભાવમાં આવી ગયો. હું પાછો મારી સીમામાં પાછો આવી ગયો." તેના આ કથન પર એ સવાલ પૂછી શકાય છે, એવી જિજ્ઞાસા પ્રકટ કરી શકાય છે કે અર્જુનનો આ સ્વભાવ શું છે ? વાસ્તવમાં અર્જુન હોય કે કોઈ બીજું, બધાની પોતાની મર્યાદાઓ છે. પ્રત્યેકના વ્યક્તિત્વનો પોતાનો ઢાંચો છે. જે તેને મળે છે, તે તેના ઢાંચામાં ઢળાય

છે. તો વાત સમજાય છે. પોતાના આ ઢાંચાની બહાર તે અસ્વાભાવિક, અસહજ અનુભવ કરવા લાગે છે. આ અવસ્થામાં તેને બહુ તકલીફ થાય છે.

આ સંબંધમાં ગોસ્વામી તુલસીદાસની એક કથા છે. ગોસ્વામી તુલસીદાસજી મહારાજ એક વાર વૃંદાવન ગયા. વૃંદાવન તો છે શ્રીકૃષ્ણની લીલાભૂમિ ! અહીં ગૂંજતી રહે છે શ્રીકૃષ્ણના નામની ધૂન. અહીં બધી જ જગ્યાએ બનેલાં છે શ્રીકૃષ્ણનાં મંદિર. તુલસીદાસજી મહારાજના મિત્ર સંત નાભાદાસ તેમને લઈ ગયા બાંકેબિહારી શ્રીકૃષ્ણની ઝાંખી બતાવવા શ્રીકૃષ્ણનાં મંદિરમાં. ત્યાં જઈને તુલસીદાસજીએ જોઈ શ્રીકૃષ્ણની મૂર્તિ - પીતાંબર ધારણ કરેલી, મોરમુકુટ ધારણ કરેલી, અધરો પર વાંસળીવાળી, શ્રીરામ ભક્ત તુલસી માટે પોતાના પ્રભુની છબી અટપટી લાગી. તેઓ તો ધનુર્ધારી શ્રીરામને માથું નમાવવાના અભ્યસ્ત હતા. બસ, તેમના મુખમાંથી નીકળી પડ્યું -

**મોરમુકટ કટિ પીત પટ, ભલે બને હો નાથ ।**
**તુલસી મસ્તક તબ નવૈ, જબ ધનુર્બાણ હો હાથ ॥**

હે સ્વામી ! મોરમુકુટ અને પીતાંબરમાં આપ લાગી રહ્યા છો તો બહુ સારા. પણ આ તુલસીનું માથું તો ત્યારે જ નમશે, જ્યારે આપ ધનુષ-બાણ હાથમાં લઈને શ્રીરામના રૂપમાં સન્મુખ થશો.

જ્ઞાનીજનોને, વિદ્વાન વ્યક્તિઓને તુલસીદાસજીની આ વાત બહુ અટપટી અને અજીબ લાગી શકે છે. ભલા, આ તે કાંઈ વાત થઈ કે મનુષ્ય ભગવાન પર પણ શરત લગાવે, તેમને પોતાની સીમાઓમાં બાંધે. આવા થઈ જાઓ, બનો મારે અનુકૂળ. તેના વિના વાત જામશે નહિ. હા, આમાં અટપટાપણું તો છે. આનો મતલબ તો એમ થયો કે ભક્ત ભગવાનને બાંધે છે અને વિચારે છે કે ભગવાન મને મુક્ત કરે. જોકે કોશિશ તે એવી જ કરે છે કે હું બાંધી લઉં ભગવાનને.

પરંતુ આ અટપટાપણામાં પણ એક અર્થ છે. એ અર્થ છે - ભક્તિનો. ભક્તનું કહેવું છે કે હું છું મનુષ્ય. મારી પ્રીતિ- અપ્રીતિ છે. મારી પસંદ-નાપસંદ છે. હું તમને એ જ રૂપમાં જોવા, જાણવા અને મેળવવા માગું છું કે જે મારે અનુકૂળ હોય. અને એટલા માટે જોવા માગું છું મારા અનુકૂળ રૂપને, જેથી હું જેવો છું એવો ને એવો જ તમારાં ચરણોમાં ઝૂકી શકું. મારો જેવો સ્વભાવ છે, તેનું ધ્યાન રાખો. મારા સ્વભાવનું ધ્યાન તમે નહિ રાખો, તો ભલા, બીજું કોણ રાખે ? ગોસ્વામી તુલસીદાસજી એમ નથી કહી રહ્યા કે તમારું મોરમુકુટ અને વાંસળીવાળું રૂપ ભગવાનનું નથી. આ રૂપમાં પણ તમે ભગવાન છો. પણ આ મારા માટે નથી. મારી પાત્રતા નથી આપના આ રૂપને સ્વીકારવાની. તમે તો ધનુષ-બાણ લઈને મારા માટે રામ બની જાવ, તો હું તમારાં ચરણોમાં માથું નમાવું.

બહુ પ્રિય અને મીઠો કથાપ્રસંગ છે આ. આ કથા આગળ કહે છે કે ભક્ત તુલસીના આગ્રહથી મૂર્તિ બદલાઈ ગઈ. ભગવાન તેના માટે કૃષ્ણ રૂપનો ત્યાગ કરીને રામ રૂપે પ્રકટ થઈ ગયા. પોતાના ભક્તો પ્રત્યે ભગવાનનો પ્રેમ છે જ એવો, તેઓ ભક્તના સ્વભાવને અનુરૂપ સ્વયંને રૂપાંતરિત કરી દે છે.

અર્જુન કહી રહ્યો છે - "હે પ્રભુ ! હવે હું મારા સ્વભાવમાં આવી ગયો છું. આપનું પાછું એ રૂપ જોઈને." અત્યાર સુધી અર્જુન પોતાના સ્વભાવની બહાર ચાલ્યો ગયો હતો. તેનું કારણ એ હતું કે તેણે એ બધો અનુભવ કર્યો જે મનુષ્યની બુદ્ધિથી પર છે. ભગવાનના કાલ-વિકરાલ, મહાકાળ સ્વરૂપનું દર્શન કરીને તેને ભય વ્યાપી ગયો. તેની માનવીય પ્રકૃતિ ડામાડોળ થઈ ગઈ. મનુષ્ય જેને સમજી નથી શકતો, જે માનવની પકડની બહાર છે, એ બધું તેણે જોઈ લીધું, અનુભવી લીધું. એટલા માટે તે ચાલ્યો ગયો પોતાના સ્વભાવની બહાર. જે તેણે જોયું એ બધું કૉસ્મિક અને સુપર નેચરલ હતું. પછી ભલા તે નેચરલ કેવી રીતે બની રહે ? હવે પાછું ભગવાનનું સૌમ્ય સ્વરૂપ જોઈને, પાછો આવી ગયો પોતાના સ્વભાવમાં.

અર્જુન સ્વભાવથી ભક્ત છે. ભક્તમાં અને તપસ્વીમાં આ જ અંતર છે. તપસ્વી કહે છે, તમે જેવા છો તેવા જ તમને જોવા આવી જઈશ. તપસ્વીનો રસ્તો, સાધકનો રસ્તો સંકલ્પનો રસ્તો છે. જે કહે છે કે હું સ્વયંને બદલી લઈશ મારી સાધનાથી, મારા તપથી સ્વયંમાં બદલાવ લાવી દઈશ. મારાં નવાં નેત્ર બનાવી લઈશ, પછી આ નવી આંખોથી તમને જોઈ લઈશ. તપસ્યારત સાધક સંકલ્પથી પોતાને બદલે છે અને પછી એક દિવસ - જે દિવસ શૂન્ય થઈ જાય છે, તે દિવસે સત્યને જોઈ લે છે.

ભક્ત કહે છે કે હવે હું જેવો છું, તેવો છું. હું અસમર્થ છું મને બદલવામાં. હા, તમને જરૂર લાગે તો તમે મને

બદલી લેજો. પરંતુ જ્યાં સુધી હું આવો છું ત્યાં સુધી તમારે એવા જ પ્રકટ થવું પડશે. ભક્ત કહે છે કે મારી પ્રકૃતિ, મારો સ્વભાવ જેવો છે તેને અનુરૂપ તમારે થવું પડશે. મારી અંદર નથી એવી કોઈ એવી ક્ષમતા, નથી એવું કોઈ સામર્થ્ય કે હું સ્વયંને તમારે અનુકૂળ ઘડી શકું, ઢાળી શકું. એટલા માટે બધી જવાબદારી તમારી છે. તમારે મને બદલવો હોય તો મને બદલી નાંખો, મને કાંઈ વાંધો નથી. અત્યારે હું જેવો છું, એવો જ સંબંધ બનાવો. હું મનુષ્ય છું તો તમે પણ મનુષ્ય બની જાઓ. મારા માટે તમે રામ બની જાઓ, કૃષ્ણ બની જાઓ.

અર્જુનને શાંત કરીને, તેને પ્રકૃતિસ્થ, સ્વાભાવિક રૂપમાં લાવીને શ્રીભગવાન તેને કહે છે -

**શ્રીભગવાન ઉવાચ**

**સુદુર્દર્શમિદં રૂપં દૃષ્ટ્વાનસિ યન્મમ ।**
**દેવા અપ્યસ્ય રૂપસ્ય નિત્યં દર્શનકાઙ્ક્ષિણઃ ॥૫૨॥**

**શબ્દાર્થ :** અર્જુનને પોતાના સ્વભાવમાં લાવીને શ્રીભગવાને તેને કહ્યું - મારું (મમ), જે (યત્), ચતુર્ભુજ રૂપ તેં (રૂપમ્), જોયું (દૃષ્ટ્વાન્), છે (અસિ), તે (ઇદમ્), સુદુર્દર્શ છે અર્થાત્ તેનાં દર્શન અત્યંત દુર્લભ છે (સુદુર્દર્શમ્), દેવતા (દેવાઃ), પણ (અપિ), સદા (નિત્યમ્), આ (અસ્ય), રૂપના (રૂપમ્), દર્શનની અભિલાષા કરતા રહે છે (દર્શનકાઙ્ક્ષિણઃ).

શ્રીભગવાન અર્જુનને કહે છે - "જે અનુભવ તેં મેળવ્યો, તે અનુભવ અતિ દુર્લભ છે. તેને મેળવવાનું કઠિન છે. સાચું તો એ છે કે દેવતા પણ તડપતા રહે છે આ રૂપને જોવા માટે." ભગવાન બીજી રીતે એમ કહે છે કે દેવતાઓ માટે સંભવ નથી, તે મનુષ્ય માટે સંભવ છે, ભક્ત માટે તે સંભવ છે. ભક્તની શક્તિ પોતાનામાં નથી, ભક્તની શક્તિ તો ભગવાનમાં છે. દેવતાઓની શક્તિ તેમના પોતાનામાં છે. પ્રત્યેક દેવતાને પોતાની શક્તિનું અભિમાન પણ છે. અગ્નિ, વરુણ, વાયુ આ બધા પોત-પોતાની શક્તિઓના અભિમાનથી ભરેલા છે. તેમની શક્તિ ગમે તેટલી કેમ ન હોય, પણ અનંત સામે તો ક્ષુદ્ર જ હશે. આના પર પણ અભિમાનનો મહાદોષ. એટલા માટે ભગવાન કહે છે કે આ દર્શન દેવતાઓ માટે પણ સંભવ નથી. અત્યંત દુર્લભ છે - તેમનું આ દર્શન.

ભક્તના અંતઃકરણમાં, તેના વ્યક્તિત્વમાં ગમે તેટલા દોષ કેમ ન હોય, પણ અભિમાનનો દોષ, અહંતાનો દોષ તેનામાં નથી. કારણ કે આ દોષના રહેતાં ભક્તિનું અંકુરણ જ નથી થતું. જે નિરભિમાન છે, નિરહંકારી છે, તે જ તો ભક્તિના માર્ગ પર ચાલે છે. તેને ખબર છે પોતાની નબળાઈઓ, કમીઓ, ક્ષુદ્રતાઓ, દુર્બળતાઓ. ત્યારે જ તો તે કહે છે - "હે પ્રભુ ! હું મને શું બદલું ? કેવી રીતે બદલું ? મને કાંઈ જ ખબર નથી અને મારી શક્તિ, મારું સામર્થ્ય પણ કેટલું છે ? કેવી રીતે મને શુદ્ધ કરું ? હું તો અશુદ્ધ છું, હવે જેવો પણ છું, હું છું. આ જ હું છું. તમે મને આવો જ સ્વીકારી લો. પરંતુ આ અશુદ્ધ માણસની ધારણા છે. તો તમે કાંઈક એવી રીતે આવી જાઓ કે મારો સંબંધ જોડાઈ જાય. એક વાર સંબંધ જોડાઈ જાય અને હું તમારી નાવમાં સવાર થઈ જાઉં, પછી તમે મને જ્યાં લઈ જવો હોય ત્યાં લઈ જાઓ. પરંતુ અત્યારે મારી મરજીની નાવ બનીને આવી જાઓ."

આધ્યાત્મિક જીવનમાં, સાધના જીવનમાં બંને પ્રકારની ઘટના બને છે. જે પોતાની બધી ધારણાઓને પાડી નાંખે છે, તેના માટે કોઈ નાવની જરૂર રહેતી નથી. તેને પેલે પાર જવાની જરૂર પણ નથી. તે જ્યાં છે, ત્યાં જ મુક્ત થઈ જાય છે. પરંતુ આ માર્ગ દુષ્કર છે. એક - એક ઈંચ પોતાને બદલવાના છે. જેને બદલવાના છે તેના દ્વારા જ બદલાવ લાવવાનો છે. એટલા માટે બહુ મુશ્કેલ છે. આ કંઈક એવું છે કે જેમ કોઈ બીમાર પોતાનો ઈલાજ પોતે જ કરે. આવી સ્થિતિમાં તેણે આખું ચિકિત્સાશાસ્ત્ર વાંચવું પડશે. તેણે પોતે જ ચિકિત્સક બનવું પડશે. આ કામ કઠિન છે, અતિ કઠિન છે.

જોવા મળે છે કે વિશેષજ્ઞ ચિકિત્સક બીમાર થવાથી પોતાનો ઈલાજ પોતે કરતા નથી. તેઓ બીજા ડૉક્ટર પાસે જાય છે. તેને ખુદનો ઈલાજ કરવામાં ગભરામણ થવા લાગે છે. બીજાના ઈલાજમાં એક અંતર હોય છે, તટસ્થતા હોય છે. નિરીક્ષણ-પરીક્ષણ-નિદાન સહેલું થઈ જાય છે. પરંતુ જ્યારે ખુદનો ઈલાજ કરવાનો હોય તો બધી ચીજો બહુ મુશ્કેલ થઈ જાય છે. ત્યારે જ તો કોઈ મોટામાં મોટો સર્જન પણ પોતાનું તો ઠીક, પોતાનાં સ્વજનોનું પણ ઑપરેશન નથી કરતો. પોતાની દીકરીનું ઑપરેશન તે બીજા સર્જન પાસે કરાવે છે. હાથ ધ્રૂજવા લાગે છે તેના. પ્રેમ હોવાથી, આસક્તિ હોવાથી આવું જ થાય છે.

કંઈક એવી જ સ્થિતિ હોય છે સ્વયંને બદલવાની. પોતાના પ્રત્યે તો બહુ સઘન આસક્તિ હોય છે, સ્વયં

પ્રત્યે અત્યંત રાગ હોય છે. એટલા માટે ભક્ત કહે છે - હે પ્રભુ ! આ મારા વશની વાત નથી કે હું સ્વયંને બદલી નાંખું. હું તો જેવો છું, તેવો છું. હું તો બસ ફક્ત એટલું કરી શકું છું કે તમારાં ચરણોમાં સ્વયંને છોડી દઉં. સારો - ખરાબ, ચોર - બેઈમાન જેવો છું તેવો તમને સમર્પિત થઈ શકું છું. હવે તમારી જેવી મરજી હોય, તેવો મને બદલી નાંખજો. ભક્તનો આ જ માર્ગ છે. ભક્તની સાધના તો સ્વયં ભગવાને કરવી પડે છે, તેઓ જ કરે છે. તેઓ પોતાના ભક્ત માટે બધું જ કરવા માટે તૈયાર છે.

માર્ગ બે છે, પથ બે છે. કોના પર ચાલવાનું છે તે પોતે નક્કી કરવું પડે છે. વાત સ્પષ્ટ હોવી જરૂરી છે, નહિતર માણસ બંને તરફ ડોલતો રહે છે. બંનેની વચ્ચે કોઈ માર્ગ નથી. એ તો સ્પષ્ટ સમજી લેવું કે મારે ખુદે જ મને બદલવાનો હોય તો પછી કોઈ પરમાત્માને, કોઈ ગુરુને, બીજા કોઈને વચમાં લાવવાની જરૂર નથી. પછી ગમે તેટલી લાંબી યાત્રા હોય, ચડતા રહેવાનું છે. ગમે તેટલો લાંબો સંઘર્ષ હોય, તેમાં ગમે તેટલા યુગ લાગે, બસ કરતા જવાનું છે. આમાં પણ કોઈ બૂરાઈ નથી. આના પર ચાલવાથી મનુષ્યની શક્તિઓમાં ઉત્તરોત્તર સતત નિખાર આવે છે.

હા, વાત પોતાના મનમાં સ્પષ્ટ હોવી જોઈએ. જો એમ લાગતું હોય, કે આ બધું મારાથી નહિ થઈ શકે, આ સંઘર્ષ લાંબો છે અને હું ચૂકી જઈશ, ભૂલી જઈશ, તૂટી જઈશ, તો પછી બેકાર છે લડાઈ, વ્યર્થ છે સંઘર્ષ. પછી તો સમર્પણ જ યોગ્ય છે. સીધું આ ક્ષણે જ છોડી દેવાનું. આ પણ મનુષ્યની ગરિમાને અનુકૂળ છે. કારણ કે સમર્પણ પણ એ જ કરી શકે છે, જે ઓછામાં ઓછું પોતાનો માલિક તો છે કે છોડી શકે. જે આપણું છે જ નહિ, તેને આપણે છોડીશું પણ શું ? જે આપણું છે જ નહિ તેને આપણે કેવી રીતે છોડી શકીએ ?

સાધના જીવનના, આધ્યાત્મિક જીવનના બે જ રસ્તા છે. એમાં ક્યાંય સમાધાન નથી. જેને જે ઠીક લાગે તેને પસંદ કરી શકે છે. પસંદગી સાચી થઈ ગઈ તો પછી નકામો ભટકાવ નથી. અર્જુનનો પથ ભક્તિનો પથ છે. સમર્પણનો પથ છે. અર્જુને એને જ પસંદ કર્યો છે. ત્યારે જ તો શ્રીભગવાન તેના રથની લગામ સંભાળે છે. તેના જીવનની ગતિનો ભાર પ્રભુના હાથમાં છે. પ્રભુ જ્યાં પણ ચલાવે, ત્યાં ચાલવા અર્જુન રાજી છે. ભગવાને પણ તેનો સંપૂર્ણ ભાર ઉપાડ્યો છે. તેઓ તેને દેવતાઓ માટે જે દુર્લભ છે, એ બધું જ પ્રદાન કરી રહ્યા છે. દેવતા ક્યારેય જેને મેળવી નથી શકતા, એ બધું જ તેઓ પોતે આગળ આવીને અર્જુનને પ્રદાન કરી રહ્યા છે.

શ્રીભગવાનના આ કથનમાં એક બીજું તાત્પર્ય સમાયેલું છે. મનુષ્ય જો નિરભિમાન, નિરહંકાર થઈ શકે, તો તે પોતે જ દેવોની કક્ષાને, દેવત્વની સીમાને પાર કરી જાય છે. નિરભિમાની, નિરહંકારી, સમર્પિત ભક્તને એ બધું જ અનાયાસે આપોઆપ મળી જાય છે, જે દેવતાઓને ક્યારેય પણ મળવાનું સંભવ નથી. દેવો માટે દુર્લભ આધ્યાત્મિક વિભૂતિઓ તેને સહજ સ્વાભાવિક રીતે મળી જાય છે. ઈશ્વરની કૃપા માટે જોઈએ તો બસ સમર્પણ, ભક્તિ, નિરભિમાનિતા, નિરહંકારિતા. બસ, આટલું થઈ જાય જીવનમાં તો તેને ભગવાન બધું જ આપી દે છે. ભગવાન પોતે તેની સાથે રહે છે, તેના જીવનરથની દોરી સંભાળે છે. *

*એક નદી કિનારે મંદિર હતું. ત્યાં પાસે ઘાટ પર ધોબીઓનો પથ્થર પણ પડેલો હતો જેના પર ધોબી પોતાનાં કપડાં પટકી પટકીને ધોતો હતો. મંદિરમાં પ્રતિષ્ઠિત શિવલિંગ અને ધોબીનો પથ્થર, કોઈક સમયે એક જ હતા. નદીના જળના વહેણે બંનેને અલગ અલગ કરી દીધા અને કાળક્રમે એકને શિવલિંગ અને બીજાને ધોબીનો પથ્થર બનાવી દીધા. ધોબીનો પથ્થર આત્મહીનતા અનુભવીને દુઃખી રહેતો. શિવલિંગને તેની આત્મવ્યથાનો બોધ હતો. તેણે તેને કહ્યું - "મિત્ર ! તારું દુઃખ નિરર્થક છે. એ બરાબર છે કે હું મારી નજીક આવનારાને શાંતિ પ્રદાન કરું છું, પરંતુ તું તો નિર્વિકારભાવે હર કોઈના મેલ ધુએ છે. તારી સાધના મારા કરતાં ક્યાંય ચડિયાતી છે. સાચું તો એ છે કે મારી પાસે આવવાની પ્રથમ કસોટી તું જ છે. " શિવલિંગનાં આ મધુર વચન સાંભળીને ધોબી ઘાટનો પથ્થર ગદ્ગદ થઈ ગયો અને બમણા ઉત્સાહથી લોકોનાં કપડાંનો મેલ ધોવા લાગ્યો.*

# સંક્રમણનો તબક્કો



*વિગત અંકમાં આપે વાંચ્યું કે તાશ્કંદ કરાર પછી તરત જ ભારતના પ્રધાનમંત્રી લાલ બહાદુર શાસ્ત્રીનું નિધન થઈ ગયું. દેશ માટે આ અનિશ્ચય અને અસુરક્ષાની પળો હતી. પૂજ્ય ગુરુદેવે આ સમયગાળામાં વિશેષ સાધનાત્મક મહામૃત્યુંજય પ્રયોગ શરૂ કર્યો જેથી દેશમાં રાજનૈતિક સ્થિરતા આવી શકે. એ વર્ષે વસંતપંચમીના દિવસે પૂજ્ય ગુરુદેવે પોતાના પ્રવચનમાં પ્રસ્તુત વર્ષ માટે પાંચ રચનાત્મક અને પાંચ પ્રશિક્ષણાત્મક કાર્યક્રમ આપ્યા, જેમાંનો એક કાર્યક્રમ પુરશ્ચરણ અનુષ્ઠાન ચાલુ રાખવાનો હતો. સાધનાની સાથે અંતઃક્ષેત્રમાં જાગરૂકતા જળવાઈ રહે, તેના માટે પૂજ્ય ગુરુદેવે આત્મનિરીક્ષણ, આત્મ ચિંતન અને આત્મ સમીક્ષા જેવી પદ્ધતિઓનો સમાવેશ પણ ગાયત્રી પરિજનોની સાધનાત્મક દિનચર્યામાં કરાવ્યો. તેમણે એવું પણ કહ્યું કે ભારતનું ભવિષ્ય ઉજ્જ્વળ છે અને ભારતે નવા યુગનું નેતૃત્વ કરવાનું છે. આગળ વાંચો.....*

આચાર્યશ્રીએ આ વિષય પર વધારે વાત ન કરતાં, ફક્ત એટલું જ કહ્યું કે નિર્ણય બદલવાનું અથવા એના પર ફરી વિચાર કરવાનું મારા હાથમાં નથી. હું વિવશ છું. એવું લાગી રહ્યું હતું કે નિર્ણય એમની માર્ગદર્શક સત્તાનો છે. કેટલાક સાધકોને એમણે સ્પષ્ટ કહ્યું પણ ખરું કે તમારા લોકો માટે જો કોઈ વ્યવસ્થા કરું તો એને માનજો અથવા તો પોતાનાં સ્વજન સંબંધીઓના મન રાખવા માટે એમાં કોઈ ફેરફાર કરજો.

સાધકોનો ઉત્તર નકારમાં હતો. મતલબ એ હતો કે તેઓ ગુરુની આજ્ઞાનું ઉલ્લંઘન નહિ કરે. આ જવાબ પછી સાધકોને સ્પષ્ટીકરણની આવશ્યકતા રહી ન હતી. આચાર્યશ્રીએ એ જવાબને આગળ વધારતાં કહ્યું કે મને પોતાની સાથે, પોતાની પાસે રાખવાનો મોહ છોડી શકતા હો, તો યોગ્ય એ હશે કે યુગસાધકોનો એક છોડ(રોપો) પોતાના ઘરમાં લગાવો. પરિવારના એક સભ્યને મહાકાલના કામમાં પ્રવૃત્ત કરો.

કિશોરો માટે એમણે ભાર મૂક્યો. પાછલાં બે વર્ષથી બની રહેલ રૂપરેખા અનુસાર ચાર વર્ષના એ અભ્યાસક્રમવાળું યુગ નિર્માણ વિદ્યાલય શરૂ કરવાનું હતું. આના માટે સાધકોએ પણ ઉત્સાહ બતાવ્યો હતો. એ ઉત્સાહ પ્રમાણે અમલ કરવામાં એક મુશ્કેલી હતી. ચાર વર્ષના અભ્યાસક્રમના કારણે વધુ વિદ્યાર્થીઓને અવસર ન મળે. આચાર્યશ્રીએ ક્ષેત્રના વરિષ્ઠ કાર્યકર્તાઓને બોલાવ્યા. સંખ્યાની સાથે પરિસ્થિતિનો તાલમેળ બેસાડવા માટે ત્રણ દિવસ સુધી વિચારમંથન - ગોષ્ઠિ કરવામાં આવી. એ ગોષ્ઠિનો સાર એ નીકળ્યો કે કિશોરોની પ્રતિભાને અંકુરિત થવા દેવામાં આવે. પલ્લવિત, પુષ્પિત કરવાની જવાબદારી તેઓ પોતે જ ઉઠાવે. આમ આ નિર્ણય પછી યુગ નિર્માણ વિદ્યાલયનો અભ્યાસક્રમ એક વર્ષનો કરી નાંખવામાં આવ્યો.

પાંચ વર્ષ પછી આચાર્યશ્રીના ચાલી જવાની વાત બધે ફેલાઈ ગઈ. સાધકોનું મન આ બાબતને સ્વીકારી શકતું ન હતું. પોતાની ભાવનાઓ વ્યક્ત કરતા, તર્ક કરતા, પત્રોનો ઢગલો થઈ ગયો. તપોભૂમિ આવતા સાધકોની સંખ્યામાં પણ વધારો થઈ ગયો. આવનાર દરેક સાધક આચાર્યશ્રીની વિદાય અને એ પછીના પોતાના સંસારની-જીવનની ચર્ચા કરતા દેખાતા હતા. આવનાર દરેક સાધકને સમજવો કે સમજાવવો તે એક મુશ્કેલ કાર્ય હતું. આ સાધકોએ માની લીધું કે નિર્ણયમાં કોઈ પરિવર્તન થવાનું નથી. આ નિર્ણય આચાર્યશ્રીનો પોતાનો નથી. એમની માર્ગદર્શક સત્તાએ જ આ નક્કી કર્યું છે. પરિવર્તન કરવાનું એમના જ હાથમાં છે.

### સંન્યાસની સાર્થકતા

પ્રયાગમાં કુંભપર્વ સમાપ્ત થઈ ગયું હતું. એ મેળામાં ભારતીય અનુયાયીઓને સંગઠિત કરવાની પહેલ કરવામાં આવી હતી. એ પહેલ પ્રમાણે ભારતમાં પેદા થયેલા બધા વિશ્વાસો, પરંપરાઓ, પૂજા ઉપાસનાની પદ્ધતિના અનુયાયીઓ માટે એક સામાન્ય સંબોધન કરવાનું કહ્યું હતું 'હિન્દુ'. આ સંબોધન પહેલાં પણ પ્રચલિત હતું, પરંતુ પાછલી કેટલીક દશાબ્દીઓથી જૈન, બૌદ્ધ, શીખ વગેરે પોતાના માટે અહિન્દુ અથવા લઘુમતી જેવા શબ્દનો પ્રયોગ કરવા લાગ્યા હતા. વિચારશીલ વ્યક્તિઓ, સામાજિક નેતાઓ અને ધર્મગુરુઓને આ પ્રવૃત્તિ વિઘટનકારી લાગી રહી હતી. કુંભની પહેલાં પણ જુદા જુદા નેતાઓ અને આચાર્યોએ આ ખતરાને અનુભવ્યો હતો. એના નિરાકરણ માટેના ઉપાય વિચાર્યા હતા. આ ઉપાયોમાં સંગઠન જ મુખ્ય હતો. સંગઠનના કામમાં જોડાવા માટે સંઘના સર સંઘસંચાલક ગુરુ ગોલવલકર પોતાની પૂરી શક્તિ ખર્ચી રહ્યા હતા. એમણે ચારેય શંકરાચાર્યોને, વિભિન્ન પીઠો અને સંપ્રદાયોના અધિપતિઓ-પ્રમુખોને એક મંચ પર લાવવામાં સફળતા મળી હતી.

સંગઠનની દૃષ્ટિએ આ એક મોટી સફળતા હતી કે અત્યાર સુધી એક-બીજાના ક્ષેત્રમાં નહિ જતા અને પોતાના ક્ષેત્રમાં બીજાની હાજરી સહન ન કરી શકતા આચાર્યો એક જગ્યાએ એક મંચ પર આવ્યા હતા. ગુરુ ગોલવલકર અને સામાજિક કામમાં પ્રવૃત્ત કાર્યકર્તાઓને આ સફળતા પર આશ્ચર્ય પણ થયું હતું. આચાર્યશ્રીએ આને એક સફળતા તો માની, પણ આને ધર્માચાર્યોની સમજદારી અથવા તો મજબૂરી તરીકે મૂલવી. ગુરુ ગોલવલકરના પ્રતિનિધિ એમનું નિમંત્રણ લઈને આચાર્યશ્રી પાસે આવ્યા હતા. એ પ્રતિનિધિએ ધર્માચાર્યોને એક મંચ પર આવવા સંમત કરી એક મંજિલ પાર કરી એવું વર્ણવ્યું ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે વિચાર અને તર્કનો પ્રભાવ વધ્યો છે એવા આ યુગમાં ભાવુકતાને આધાર બનાવી ચાલી રહેલા સાધુ-સંતોનું કોઈ ભવિષ્ય નથી. તેઓ એક મત પર આવી રહ્યા છે એ સારું છે, પરંતુ એનાથી વધારે ઉત્સાહિત થવાની જરૂર નથી. સાધુ-સંતોને સંગઠિત કરવા ખૂબ મુશ્કેલ છે.

આચાર્યશ્રીએ ગુરુ ગોલવલકરનું આમંત્રણ સ્વીકારી લીધું. મુલાકાત માટે વારાણસીને પસંદ કરવામાં આવ્યું. ગુરુ ગોલવલકર આવતા મહિને સંઘના કામ માટે ત્યાં આવવાના હતા. એ દિવસોમાં ગાયત્રી પરિવારે પંચકુંડી ગાયત્રી યજ્ઞનું આયોજન રાખ્યું હતું. આચાર્યશ્રી એ આયોજનમાં જવાના હતા. વચ્ચેના સમય દરમિયાન ગાયત્રી તપોભૂમિમાં એક સાધના શિબિરનું આયોજન રાખવામાં આવ્યું હતું. શિબિરમાં અઠ્યાવીસ સાધકો આવ્યા હતા. એમાંથી નવ સંન્યાસી હતા. સંન્યાસીઓને દીક્ષા આપવામાં આચાર્યશ્રી સંકોચ અનુભવતા હતા. એમના સંકોચનું કારણ એ હતું કે ગૃહસ્થે સંન્યાસીના અનુયાયી થવું જોઈએ, નહિ કે સંન્યાસીએ ગૃહસ્થના. દીક્ષા લેવા માટે આવનાર સંન્યાસીઓનું કહેવું હતું કે બધા ઋષિઓ ગૃહસ્થ જ હતા, છતાં તેમનું સ્થાન સંન્યાસીથી ઉપર રહેતું. ઋષિ પરંપરા અને વ્યવસ્થાના નિયામક છે એટલે તેઓ બધા આચાર્યો માટે વંદનીય છે. આ શિબિરમાં એકસાથે નવ સંન્યાસી આવી ગયા અને દીક્ષાનો આગ્રહ કરવા લાગ્યા, એટલે ચર્ચા થઈ.

આચાર્યશ્રીએ સંન્યાસીઓને એમ કહીને વાત પૂર્ણ કરી કે અમે કોઈ નવો સાધના સંપ્રદાય બનાવી રહ્યા નથી. યજ્ઞોપવીત સંસ્કારના માધ્યમથી લોકોને ફક્ત ગાયત્રી ઉપાસનાની પ્રેરણા જ આપીએ છીએ. તમે પણ ઈચ્છતા હો તો જનોઈ પહેરો અને સવાર-સાંજ સંધ્યા ઉપાસના કરો. આચાર્યશ્રીએ આટલું કહી પોતાની વાત સમાપ્ત કરી અને થોડીવાર પછી ફરી કહ્યું કે એ ધ્યાનમાં રાખજો કે સંન્યાસની દીક્ષા લેતી વખતે તમે લોકોએ યજ્ઞોપવીતનો ત્યાગ કરી દીધો છે એને ફરીથી ધારણ કરવાથી પાછીપાની કરવાનો દોષ લાગશે તો શું કરશો ?

સ્વામી જગદીશ્વરાનંદ નામના સંન્યાસીએ કહ્યું કે આપ અમારા માર્ગદર્શક છો. અમને ખોટા ડરાવશો નહિ. આપે આ પહેલાં પણ કોઈ સંન્યાસીને દોષ-દુર્ગુણો છોડીને સમાજનું કામ કરવા માટે કહ્યું છે. ત્યારે આપને આ દોષનું ધ્યાન ન હતું ? અમને જ કેમ ડરાવી રહ્યા છો ? ત્યાં આવેલા બીજા સંન્યાસીઓએ પણ ઉત્થાન-પતન અને અવરોધ-સહયોગ વગેરેનો વિચાર કર્યા વિના સાધના માર્ગ પર ચાલવા માટે ઉત્કંઠા દર્શાવી. આચાર્યશ્રીએ યજ્ઞશાળામાં બેસાડીને એમના ગાયત્રી સંસ્કાર કરાવ્યા અને દક્ષિણા વિશે બોલતાં કહ્યું કે પોતાના સાધના સ્થળે તમે એક એક વિદ્યાલય

ચલાવો. આ પ્રકારની દક્ષિણા માટે પ્રેરણા આપતાં એમણે સ્વામી કેશવાનંદનું ઉદાહરણ આપ્યું. રાજસ્થાનમાં સ્વામી કેશવાનંદે હજારો બાળકો અને યુવકોને શિક્ષિત કર્યા. જો સ્વામી કેશવાનંદ ન હોત તો કદાચ આ બાળકો કે યુવકો ભણી શકત નહિ.

સંગરિયામાં વિશ્વવિદ્યાલય સ્તરની સંસ્થા ગ્રામોત્થાન વિદ્યાપીઠ એમના શ્રેષ્ઠ પુરુષાર્થની ભેટ છે. સ્વામી કેશવાનંદ આચાર્યશ્રીને ઘણુંખરું મળતા રહેતા હતા. એમના કામ અને શૈલીને જોઈને ગદ્‌ગદિત થયેલા આચાર્યશ્રીએ કેટલાય પ્રસંગોએ એમનો ઉલ્લેખ આદર અને સ્તુત્ય ભાવથી કર્યો છે. સ્વામીજી ખરેખર તો શિક્ષા મેળવવા અને શિક્ષાનો પ્રચાર કરવા માટે જ સંન્યાસી બન્યા હતા. શેખાવટી (રાજસ્થાન)ની પાસે એક નાના ગામમાં જન્મેલા સ્વામી સહજાનંદ શિક્ષાની શોધમાં ફજિલ્કામાં સંત કુશલદાસના આશ્રમમાં પહોંચી ગયા. ઉદ્દેશ્ય વિદ્યાઅધ્યયન કરવાનો હતો. વિદ્યા પ્રત્યેના અનુરાગે એમને સંન્યાસી બનવા પ્રેરિત કર્યા, તો એમણે એ પણ સ્વીકારી લીધું. ગુરુએ એમને હરિદ્વારની એક સંસ્કૃત પાઠશાળામાં મોકલી આપ્યા. ત્યાં ભણવાની વ્યવસ્થા કરી દીધી.

સાધુજીવન અંગીકાર કર્યા પછી એમણે ફજિલ્કા પાસેના અબોહર નામના ગામમાં એક નાનું પુસ્તકાલય શરૂ કર્યું. આ તેમના શિક્ષા અભિયાનની શરૂઆત હતી. પુસ્તકાલય શરૂ કર્યું. પુસ્તકાલય પછી શાળાના વર્ગો, શાળાના વર્ગોમાંથી શાળા, શાળામાંથી વિદ્યાપીઠ. આ બધો વિસ્તાર એવી રીતે થયો કે તે કેન્દ્ર ભારતભરના વિચારકો, વિદ્વાનો અને નેતાઓના આકર્ષણનું કેન્દ્ર બની ગયું. એના વિકાસ માટે સહયોગની લહેર ચારેબાજુથી આવવા લાગી. સંગરિયામાં કેટલાક યુવાનોએ પોતાના ગામમાં શિક્ષાના પ્રચાર માટે એક નાની એવી શરૂઆત કરી હતી. એ શરૂઆત થોડી આગળ વધી અને પછી પાછી પડવા લાગી. સ્વામી કેશવાનંદે એને સંભાળી. એનાં થોડાંક જ વર્ષોમાં સંગરિયાની આસપાસના આઠસો ચોરસ માઈલનો પ્રદેશ વિદ્યાલયો, પાઠશાળા અને સ્વાવલંબી કેન્દ્રોથી ભરાઈ ગયો.

આચાર્યશ્રીએ શિબિરમાં આવેલા સંન્યાસી સાધકોને સ્વામી કેશવાનંદની કાર્યપદ્ધતિ વિશે કેટલીય અપ્રગટ વાતો કરી. કહ્યું કે આપ આપના ક્ષેત્રમાં જાવ ત્યારે આ પ્રકારનો વિદ્યાવિસ્તારનો કાર્યક્રમ ચલાવજો. શિબિર સમાપ્ત થઈ. વારાણસીમાં લગભગ બે અઠવાડિયાં પછી ગાયત્રી યજ્ઞ થવાનો હતો. ત્યાં જતાં પહેલાં તપોભૂમિના કાર્યકર્તાઓને આચાર્યશ્રી કહેતા હતા કે વિદ્યાનો વિસ્તાર બે પ્રકારે કરવાનો છે. એ બંને પ્રકારોમાં શિક્ષા અને સદ્‌જ્ઞાન સામેલ હોય તે જરૂરી છે. શિક્ષાનો અર્થ છે લોકો વાંચતાં લખતાં શીખે. સદ્‌જ્ઞાનનો અર્થ છે વિદ્યા શીખે. આનો પ્રચાર શિક્ષિત અને સાક્ષર લોકો જ કરી શકે છે. જે લોકો વિદ્યાલય વગેરે ચલાવી શકે તેઓ આ કામ કરે. આ પ્રકારનાં કામોમાં પોતાની જાતને નીચોવી નાંખવાની સ્થિતિ ઘણા ઓછા લોકોની હોય છે. આ કામ સાધુ-સંન્યાસીઓને સોંપવામાં આવશે. તેઓ લોકો પાસેથી સાધન-સહયોગ મેળવી શકે છે. બીજા પ્રકારનું કામ કોઈ પણ લગનશીલ વ્યક્તિ કરી શકે છે. એના માટે સાધનોની એટલી જરૂરિયાત નથી, જેટલી લગનીની છે. એક થેલામાં (ઝોલામાં) પ્રેરક પુસ્તકો રાખીને આ કામ કરી શકાય છે. *

એક પ્રખ્યાત વ્યક્તિને પુત્રશોકમાં વ્યાકુળ થતા જોઈને, એક શિષ્યએ પોતાના ગુરુને પૂછ્યું, "ગુરુવર ! આવું કેમ ? આ તો આટલા મોટા જ્ઞાની પુરુષ કહેવાય છે, પછી તેમને આટલો શોક શા માટે ?" સંતે ઉત્તર આપ્યો, "વત્સ ! જ્ઞાન પણ અજ્ઞાનના અભાવમાંથી જ તો નીકળી આવ્યું છે. જ્યાં જ્ઞાન છે, ત્યાં અજ્ઞાન પણ છે. જ્યાં આલોક છે, ત્યાં અંધકાર પણ છે. જેને સારાનો બોધ છે, તેને ખરાબનો પણ છે. એટલા માટે ઉપનિષદમાં ઋષિ કહે છે કે તમે બંનેથી પર ચાલ્યા જાવ, સુખ-દુઃખથી પર ચાલ્યા જાવ, આ જ સત્ય છે."

પરમપૂજ્ય ગુરુદેવની અમૃતવાણી -૨

# સૃજન સૈનિકોને દિશા-નિર્દેશ



*વિગત અંકમાં આપે વાંચ્યું કે પરમ પૂજ્ય ગુરુદેવ પોતાના આ અદ્વિતીય ઉદ્‌બોધનમાં ગાયત્રી પરિવારના નૈષ્ઠિક પરિજનોને સંબોધતાં કહે છે કે આપણો પરિવાર બીજાં સંગઠનોથી અલગ રીતે બનેલો પરિવાર છે. અહીંથી પ્રશિક્ષણ મેળવીને ક્ષેત્રોમાં જઈ રહેલા કાર્યકર્તાઓની કાર્યયોજના અને જીવનશૈલી જેવી તીર્થયાત્રા કરનાર યાત્રીઓની હોય છે એવી હોવી જોઈએ. કાર્યકર્તાઓનો કાર્ય કરવાનો ઉદ્દેશ્ય પરાવલંબી બનવાનો નહિ પરંતુ ચિંતન, ચરિત્ર અને વ્યવહારથી સાચા અધ્યાત્મની પ્રેરણા આખા સમાજને આપવાનો છે. ગુરુદેવ કહે છે કે વર્તમાન સમયમાં અધ્યાત્મ વિશે અનેક ભ્રાંતિઓ ફેલાઈ ગઈ છે અને લોકો નકામા ચમત્કારોનો અર્થ અધ્યાત્મ સમજી બેઠા છે જેનાથી સામાન્ય જનને આત્મપરિષ્કાર માટે પ્રેરિત કરી શકવાનું સંભવ બની શકતું નથી. આવો, હૃદયંગમ કરીએ એમની અમૃતવાણીને.....*

### વિચારશીલ વ્યક્તિ આગળ આવે

મિત્રો ! એ કીમતી લોકો ક્યાં હશે ? હિન્દુસ્તાનમાંથી કીમતી લોકો ખતમ થઈ ગયા હોય એવી કોઈ વાત નથી. વિચારશીલતા અત્યારે પણ છે અને ક્યાંક ને ક્યાંક જરૂર છે. જો ન હતી, તો બુદ્ધને અઢી લાખ માણસો ક્યાંથી મળી ગયા ? જો વિચારશીલતા દુનિયામાંથી ખતમ થઈ ગઈ હતી, તો ગુરુ ગોવિંદસિંહ સાથે આટલા બધા શીખ હાથમાં માળા અને ભાલા લઈને પોતાનો જીવ આપવા માટે ક્યાંથી આવી ગયા હતા ? મહાત્મા ગાંધીને સ્વતંત્રતા સંગ્રામના સૈનિકો ક્યાંથી મળી ગયા હતા ?

સમજદાર માણસોને શોધવા માટે મિત્રો ! આપણે ફરીથી નીકળવું પડશે. તેના માટે તીર્થયાત્રાની જે પદ્ધતિ છે, તે સૌથી મહત્ત્વપૂર્ણ પદ્ધતિ છે. આગામી દિવસોમાં હું આપને એ જ સુપરત કરીશ અને આપને ગામે ગામ મોકલીશ અને જે ગામ પાંચ ગામોની વચ્ચે આવશે ત્યાં પરિક્રમા કરવાનું હું આપને કહીશ. દસ માણસોનું જૂથ જે ગામમાં જશે, ત્યાં દસેય માણસોના હાથમાં બ્યૂગલ અથવા શંખ હશે અને તેઓ બ્યૂગલ વગાડતા, શંખ વગાડતા પ્રત્યેક ગામમાં જશે. આપને શંખ વગાડતાં આવડતું નહિ હોય તો હું બ્યૂગલ ખરીદીને આપીશ અને દસેય માણસોનું જૂથ બ્યૂગલ વગાડતું, શંખ વગાડતું પ્રત્યેક ગામમાં પરિક્રમા કરશે. દીવાલો પર સદ્‌વાક્ય લખતાં લખતાં પરિક્રમા કરશે અને થોડી વાર માટે ઊભા રહીને એક વ્યાખ્યાન આપશે.

મિત્રો ! આપ તો વધારે વાર સુધી રોકાઈ શકતા નથી, થોડી વાર સુધી જ રોકાશો અને લોકોને મિશનની જાણકારી આપશો. આપ કેવી રીતે મિશનની જાણકારી આપશો ? એ કે આપણું મિશન શું છે અને આધ્યાત્મિકતા શું છે ? ધાર્મિકતા શું છે ? આસ્તિકતા શું છે ? અને જે મિશનને લઈને આપણે ચાલી રહ્યા છીએ તેનો ઉદ્દેશ્ય શું છે ? જ્યાં આપને બોલવા માટે એક કલાક જ મળશે, ત્યાં આપ કેવી રીતે કહેશો ? જો ત્યાં આપ ટૂંકમાં એક જ વાત બતાવીને ચાલી નીકળશો, તો લોકોને સમજાશે નહિ અને આપને પછી એવા જ પ્રકારના માની લેશે.

### અધ્યાત્મ જાદુગરી નથી

મિત્રો ! મારા વિશે લોકોને એ જ ગેરસમજ થતી રહી છે. ઘણા માણસોએ મને જાદુગર માની લીધો છે. લોકો મારી પાસે આવે છે અને કહે છે કે ગુરુજી ! આપ હિમાલય ગયા હતા તો શું શું ચમત્કાર શીખીને આવ્યા ? લે બેટા, જોઈ લે, તારા વાળમાંથી હમણાં કબૂતર કાઢીને બતાવું છું. આ..હા ! બસ, બાબા ! અસલી કબૂતર તો આ જ છે. ગુરુજી આવી ગયા અને માથામાંથી, વાળમાંથી આવું કબૂતર કાઢ્યું. બસ, હું તો હિમાલયના અસલી બાબાજી બની ગયો. પાગલ નહિ તો.

બેટા ! જે માથામાંથી કબૂતર કાઢે છે, તે જાદુગર હોય છે, તે બાબાજી નથી હોતા, સંત નથી હોતા. જાદુગર અને બાબાજીમાં આભ-જમીનનું અંતર છે. ગુરુ ચમત્કાર નથી બતાવતા, ચમત્કાર જોવા હોય તો ત્યાં જઈને જુઓ. ક્યાં ? ત્યાં સડક પર જે માણસ બેઠેલો છે અને માટીમાંથી સાપ બનાવી રહ્યો છે, થેલામાંથી કબૂતર કાઢી રહ્યો છે. બેટા ! બાબાજી ચમત્કાર નથી બતાવતા, સંત ચમત્કાર નથી બતાવતા. ના સાહેબ ! ચમત્કાર બતાવી દો.

પાગલ નહિ તો, બાબાજી પાસે ચમત્કાર જુએ છે. ગાંધીજી પાસે કયા ચમત્કાર હતા ? વિવેકાનંદજી પાસે કયા ચમત્કાર હતા ? નાનકજી પાસે કયા ચમત્કાર હતા ? કોઈ ચમત્કાર નથી હોતા સંતો પાસે. ચમત્કાર હોય છે તો બસ એ જ હોય છે કે સામાન્ય મનુષ્ય લોભ, મોહનાં બંધનોમાં સડેલા- ગળેલા કીચડમાં સડીને મર્યા કરે છે. અને સંત ? સંત સ્વયં પોતાનો ઉદ્ધાર કરી લે છે અને પોતાની નાવમાં બેસાડીને અનેકને પાર કરાવી દે છે.

એટલા માટે મિત્રો ! પાગલોની વાત તો હું નહિ કહું, જે ઠેક-ઠેકાણે પોતાના ચમત્કાર બતાવતા ફરે છે અને પોતાનો ફાયદો શોધતા ફરે છે કે મારો આ ફાયદો કરાવી દો, મારો તે ફાયદો કરાવી દો. લોકોએ મને પણ આ જ સમજી રાખ્યો છે. પરંતુ શું આ મારી અસલી ઓળખ છે ? ના, મારી આ અસલી ઓળખ નથી. મારી અસલી ઓળખ એ છે, જેમાં હું જાદુગર નથી અને મનોકામના પૂર્ણ કરનાર નથી, સિદ્ધિ બતાવનાર નથી અને ફોગટમાં આશીર્વાદ આપનાર નથી. જેમણે મારું આ સ્વરૂપ જાણ્યું છે, વાસ્તવમાં તે મારા અસલી સ્વરૂપને નથી જાણતા. મારા વિશે તેઓ બિલકુલ અજાણ છે.

### શું છે મારું અસલી સ્વરૂપ ?

મારું અસલી સ્વરૂપ એ છે જેના દ્વારા હું માણસમાં માણસાઈ પેદા કરવા માગું છું. માણસમાં હું દેવત્વનું અવતરણ કરવા માગું છું. માણસમાં હું ભગવાનનું અવતરણ કરવા માગું છું. અને શું કરવા માગું છું ? આપને હું દેવતાના રૂપમાં, સંતના રૂપમાં, ઋષિના રૂપમાં ઢાળવા માગું છું, ઘડવા માગું છું. હમણાં જે નવરાત્રિમાં આવે છે અને અનુષ્ઠાન કરે છે, તેમને તો મારું એક જ પાસું ખબર પડે છે, બાકીનાં પાસાં તો ખબર જ નથી પડતાં. બાકીની દિશાઓ તો ખબર જ નથી પડતી. જેમણે "ગાયત્રી મહાવિજ્ઞાન" વાંચ્યું છે, તેમને તો મારું જાદુગર અને ચમત્કારવાળું સ્વરૂપ જ ખબર છે.

મિત્રો ! એટલા માટે શું કરવું જોઈએ ? આપણા મિશનની સમગ્ર અને સર્વાંગપૂર્ણ જાણકારી જો આપે આપવી પડે, તો આપણી વિચારધારાઓ કઈ છે, કાર્યપદ્ધતિઓ કઈ છે, તે થોડાક અંશે બતાવવું પડશે. થોડાકમાં જો આપ બતાવવામાં સમર્થ ન થઈ શકો તો ? અને આપે યજ્ઞ પર વ્યાખ્યાન આપવાનું શરૂ કરી દીધું તો ? તો આપને લોકો એમ સમજશે કે આ હવનના અને યજ્ઞના પ્રચારક છે. અને જે જનતા પાસે આપ ગયા છો ત્યાં જો ક્યારેક આપે ગાયત્રી મંત્રની વ્યાખ્યા કરવાનું શરૂ કરી દીધું, તો લોકો એમ કહેવાનું શરૂ કરી દેશે કે આ તો ગાયત્રીનો જાદુ, ગાયત્રીનો ચમત્કાર, ગાયત્રીની સિદ્ધિ શીખવનાર, સંતોષી માતાની સિદ્ધિ શીખવનાર અને સંતોષી માતાનો જાદુ અને ચમત્કાર શીખવનાર લોકોમાંના છે. આ રીતે લોકોમાં ગેરસમજ પેદા થતી જશે અને નફરત પેદા થતી જશે. એટલા માટે શું કરવું પડશે ? ક્યારેક આપને એક જ વાત પર પ્રવચન કરવાની તક મળે, તો આપના મસ્તિષ્કમાં એક સંતુલિત વ્યાખ્યાન રહેવું જોઈએ. તેમાં ઓછામાં ઓછી આપણે આપણી વિચારપદ્ધતિની પૂરેપૂરી માહિતી આપી શકીએ કે આખરે આપણે કહેવા શું માગીએ છીએ અને કરવા શું માગીએ છીએ ?

મિત્રો ! શું કરવું પડશે ? આપે તીર્થયાત્રાઓ માટે જવું પડશે. જે ગામમાં આપ જશો, જે ગામમાં આપ બ્યૂગલ વગાડશો, જે ગામમાં પ્રભાતફેરી કાઢશો, જે ગામમાં દીવાલો પર સદ્વાક્યો લખશો અને અડધા કલાકમાં આ વાત કહેવા માગશો કે આપને અમે અમારા મિશનની માહિતી આપવા માગીએ છીએ. તેના માટે આપનું વ્યાખ્યાન સંતુલિત, તૈયાર કરેલું રહેવું જોઈએ. આપે આપણા મિશનની એ ત્રણેય ધારાઓ અને ત્રણેય જાણકારીઓ, ત્રણેય વિચાર ધારાઓ સમજાવવાની કોશિશ કરવી જોઈએ.

### ગાયત્રી મંત્રની ત્રણ ધારાઓ

તેને આપ ચાહો તો ગંગા કહો, યમુના કહો અને સરસ્વતી કહો અથવા ગાયત્રી મંત્રની ત્રણ ધારાઓ કહો. આ ત્રિવેણી છે. ગાયત્રી મંત્રના ત્રણ ચરણ છે અને આ ત્રણેયનો સમન્વય કરીને આપને અડધો-પોણો કલાક

બોલવાની તક મળી જાય, તો આપે આ ત્રણ વિચાર ધારાઓનો સમન્વય કરીને સમજાવવાની કોશિશ કરવી જોઈએ. વાસ્તવમાં અસલી અધ્યાત્મ આ જ છે, અસલી ધર્મ આ જ છે અને અસલી ભગવાનની ભક્તિ આ જ છે, જેને હું આપણા મિશનના માધ્યમથી લોકોના દિલમાં ઉતારવા માગું છું અને લોકોના દિમાગમાં પ્રવેશ કરાવવા માગું છું. આપે ત્યાં આ જ નિવેદન કરવું જોઈએ.

મિત્રો ! આપે એ નિવેદન કરવું જોઈએ કે અમારા ગુરુજીએ ધર્મશાસ્ત્રોનું અધ્યયન કરવામાં ઘણો બધો સમય વિતાવ્યો. તેમણે ફક્ત સમય જ ન વિતાવ્યો, પરંતુ તેને સર્વસાધારણની જાણકારી માટે ઉપલબ્ધ પણ કરાવ્યો. તેમણે હિન્દુ ધર્મના બધેબધા ગ્રંથોને 'અ' થી શરૂ કરીને 'જ્ઞ' સુધી, 'એ' થી શરૂ કરીને 'ઝેડ' સુધી બધેબધા ધર્મગ્રંથો ફક્ત વાંચ્યા જ નથી પરંતુ બધા લોકોને વંચાવવા માટે પણ પ્રયત્નો કર્યા છે.

મિત્રો ! એ ધર્મગ્રંથોને મેં સંસ્કૃતમાંથી હિન્દીમાં ટ્રાન્સલેટ કર્યા છે. ફક્ત ટ્રાન્સલેટ જ નથી કર્યા, પરંતુ છપાવવાનો પણ પ્રયત્ન કર્યો છે. ફક્ત છપાવવાનો પ્રયત્ન જ નથી કર્યો, પરંતુ સંસારના પ્રત્યેક વિદ્યાલયમાં, દુનિયાની પ્રત્યેક કૉલેજમાં; હિન્દુસ્તાનમાં જ નહિ, સંસારની પ્રત્યેક કૉલેજ અને પ્રત્યેક યુનિવર્સિટીમાં આ ગ્રંથોને પહોંચાડવાનો પ્રયત્ન કર્યો છે. જેથી લોકો એ સમજી શકે કે આખરે હિન્દુ ધર્મ શું છે તથા ભારતીય સંસ્કૃતિ અને ભારતીય સભ્યતા શું છે ? ધર્મ શું છે અને ભારતીય અધ્યાત્મ શું છે, એ સમજવામાં આપણે સમર્થ થઈ શકીએ, પરંતુ આ બધેબધું શિક્ષણ બહુ મોટું છે. મેં જે ગ્રંથ લખ્યા છે, તે બહુ મોટા છે. તે આપ કેવી રીતે સમજાવશો ?

મિત્રો ! જેની પાસે સમય નથી અને જે ઓછા સમયમાં બધેબધી ચીજોને જાણવા માગે છે અને સમજવા માગે છે, તેમના માટે આપે એ બતાવવાનું છે કે તેમણે ત્રણ સિદ્ધાંત નિર્ધારિત કર્યા છે. આ બધેબધા ગ્રંથોમાં ત્રણ ચીજો ભરેલી છે. અહીં હું આપને અડધા કલાકમાં આ બધેબધી ચીજો સંભળાવવા માટે આવ્યો છું અને આપ ધ્યાનપૂર્વક સાંભળી લો. રામાયણમાં શું લખ્યું છે, ગીતામાં શું લખ્યું છે, ભાગવતમાં શું લખ્યું છે? આ બધાના સારરૂપે અમારા ગુરુજીએ ત્રણ ચીજો કાઢી રાખી છે. આપે કંદોઈની દુકાન જોઈ છે ? કંદોઈની દુકાનમાં કેટલી બધી મીઠાઈઓ અને કેટલાં બધાં પકવાન રાખેલાં હોય છે ? ઢગલાબંધ રાખેલાં હોય છે. એમાંથી એકનું નામ જલેબી હોય છે, એકનું નામ ઈમરતી હોય છે, એકનું નામ બાલુશાહી હોય છે, એકનું નામ પેંડા હોય છે, એકનું નામ બરફી હોય છે, એકનું નામ શું હોય છે.... વગેરે. આ રીતે ઘણી બધી મીઠાઈઓ રાખેલી હોય છે. જો આપ ધ્યાનથી જુઓ કે આ મીઠાઈઓમાં શું છે, તો આપને આ બધેબધી મીઠાઈઓમાં ફક્ત ત્રણ ચીજો દેખાશે, ચોથી ચીજ બીજી કોઈ છે જ નહિ.

કઈ કઈ ત્રણ ચીજો હોય છે ? મિત્રો ! એક ચીજ છે - દૂધ. દૂધમાંથી માવો બની જાય છે, રબડી બની જાય છે, ઘી બની જાય છે, માખણ બની જાય છે, મલાઈ બની જાય છે. વાસ્તવમાં આ બધું આપને મીઠાઈની દુકાનમાં મળશે. આ થયું દૂધ નંબર એક. નંબર બે - આપને મળશે શેરડી. શેરડીમાંથી સાકર નીકળે છે. સાકરમાંથી ખાંડ બને છે. ચાસણી બને છે. ગોળ બને છે, વગેરે. શેરડીમાંથી જાત-જાતની ચીજો બનાવીને હલવાઈની દુકાનમાં રાખવામાં આવે છે. ત્રીજી ચીજ છે - અનાજ. ઘઉં, ચણાને દળીને ક્યાંક ક્યાંક તેમાં જલેબીમાં મેંદો ભેળવી દે છે, બુંદીના લાડુમાં બેશન મેળવી દે છે. આ શું છે ? અનાજનું દળામણ - લોટ.

*• ગુરુકુળના વિદ્યાર્થીઓમાં એક વિષય પર ચર્ચા છેડાઈ ગઈ કે શું શ્રેષ્ઠ છે? જ્ઞાન, સત્ય, વિવેક કે સંયમ ? બધા પોતપોતાની જિજ્ઞાસા લઈને ગુરુ પાસે ગયા. ગુરુએ શિષ્યોને સંબોધતાં કહ્યું, "વત્સ ! આમાં કોઈ એકનું મહત્ત્વ નથી. જ્ઞાનના સહારે મનુષ્ય બીજાને સત્પથ બતાવી શકે છે, સત્યના સહારે પોતે તથા બીજાને શાંતિ આપી શકે છે, વિવેકના સહારે સુખી બને છે, સુખ આપે છે અને સંયમ રાખવાથી દીર્ઘજીવી થાય છે તથા સમસ્ત સંપદાઓનો સમ્યક્ ઉપયોગ કરી શકે છે."*

આ રીતે આ ત્રણ ચીજો છે, ચોથી કોઈ ચીજ નથી. ત્રણ ચીજો દ્વારા કંદોઈની કલા, કંદોઈનો ચમત્કાર અને કંદોઈની રીત બધું મેળવીને શું શું બનાવીને મૂકી દીધું. આ રીતે ઘઉંના લોટમાં જેટલા પ્રમાણમાં સાકર એટલા પ્રમાણમાં બીજું પાણી મેળવીને જલેબી તૈયાર થઈ ગઈ. આ શું બની ગયું ? આમાં આટલું દૂધ અને આટલી ખાંડ મેળવીને શું બનાવી દીધું ? પેંડા બનાવી દીધા. ચાહે પેંડા હોય, ચાહે જલેબી હોય. બધેબધી ચીજોમાં ફક્ત ત્રણ ચીજો જ આપને મળશે. ત્રણ સિવાય કોઈ ચોથી ચીજ છે જ નહિ.

### ગુરુદેવના ચિંતનનો સાર - નિષ્કર્ષ

મિત્રો ! ધર્મગ્રંથોમાં આપ જ્યાં પણ વાંચો, ભલે ને આપ રામાયણ વાંચો, ભલે ને આપ ભાગવત વાંચો, ભલે ને આપ વેદ વાંચો, ભલે ને આપ ઉપનિષદ વાંચો, બધેબધા ગ્રંથોના સાર રૂપે ગુરુજીએ જે ચીજો મેળવી છે અને તેનું વિશ્લેષણ કરીને જે નિષ્કર્ષ કાઢ્યા છે, તેને તેમણે ત્રણ ચીજો રૂપે મૂક્યા છે. આ જ વાત હું આપને કહેવા માગું છું. આ વાત આપ ક્યાં કહેશો ? જ્યાં આપને એક કલાકનું પ્રવચન કરવાની તક મળે, ત્યાં કહેશો. જ્યાં પણ આપને થોડીક તક મળે, ત્યાં આપ આ જ કહેજો. શરીરની અંદર હાડકાં છે, માંસ છે, લોહી છે અને કોણ જાણે શું શું છે, પણ વાસ્તવમાં તે પાંચ તત્ત્વોનું બનેલું છે. તેવી રીતે સત્, રજ અને તમ - આ ત્રણેયથી પ્રકૃતિ બનેલી છે. આખેઆખી પ્રકૃતિનું નિર્માણ આ જ ત્રણ ચીજોથી થયું છે.

મિત્રો ! તેવી રીતે આખેઆખા અધ્યાત્મનો, ધર્મનો આવિર્ભાવ આ ત્રણ ચીજોથી થયો છે. તે છે – આસ્તિકતા - ઈશ્વર વિશ્વાસ, કર્મફળની સુનિશ્ચિતતા અને નિર્ભયતા. પહેલી ચીજ કઈ છે ? ભગવાનનો વિશ્વાસ. તેને હું શું કહું છું ? ઈશ્વરની ભક્તિ કહું છું. ઈશ્વરની ભક્તિનાં બે રૂપ છે. પહેલું રૂપ એ છે કે જે પૂજા અને પાઠ રૂપે સામે આવે છે. તે કલેવર છે. તેને આપ ભૂલી ન જશો. કોને ? શેને ? જે આપણે પૂજા કરીએ છીએ, ભજન કરીએ છીએ, ધ્યાન કરીએ છીએ, જપ કરીએ છીએ, અનુષ્ઠાન કરીએ છીએ, આ કલેવર છે.

કલેવરની પાછળ જે ભાવના છે, તેનું આપ ધ્યાન રાખજો. કલેવરની પાછળ જે પ્રાણ ભરેલો છે, તે શું ભરેલો છે ? તે ઈશ્વરનો વિશ્વાસ ભરેલો છે. ઈશ્વરનો વિશ્વાસ અલગ ચીજ છે અને પૂજા અલગ ચીજ છે. એ સંભવ છે કે પૂજા કરનાર છ કલાક પૂજા કરતા હોય, સાત કલાક પૂજા કરતા હોય, પાંચ કલાક પૂજા કરતા હોય, પરંતુ જો તેના હૃદયને ખોલીને જોઈએ તો તે પાકો નાસ્તિક હોઈ શકે છે અને પાકો ચોર હોઈ શકે છે. આ બિલકુલ સંભવ છે.

### પહેલું સૂત્ર - આસ્તિકતા અને ઈશ્વરવિશ્વાસ

મિત્રો ! પૂજા કરનાર વિશે હું એવો મત બાંધી શકતો નથી કે તે ભગવાનનો ભક્ત પણ છે અને ભગવાનનો વિશ્વાસુ પણ છે. ભગવાનનો વિશ્વાસ અલગ હોય છે અને પૂજારી અલગ હોય છે. પૂજારી કોને કહે છે ? પૂજારી એને કહે છે, જે સ્નાન કરે છે, તિલક લગાવે છે, માળા ફેરવે છે, ચંદન ચડાવે છે. આ પૂજારી છે. અને ઈશ્વરનો વિશ્વાસુ ? ઈશ્વરનો વિશ્વાસુ એ છે જેને એ વાતની જાણકારી છે કે ભગવાન હજાર આંખવાળા છે. કોઈ એવી જગ્યા બચી નથી કે જે ભગવાનની નજરથી બહાર હોય. ભગવાન ન્યાયકારી છે, ભગવાનને ન્યાય પસંદ છે. ભગવાન કર્મફળના મહત્ત્વને માનનારા છે. ભગવાનને ત્યાં કોઈને પણ પ્રેમ મળે છે, તો તે કર્મના આધારે મળે છે, પૂજાના આધારે નહિ. આજ સુધી ભગવાને માત્ર પૂજાના આધારે કોઈને પ્રેમ કર્યો નથી અને ભવિષ્યમાં ક્યારેય કરશે પણ નહિ.

મિત્રો ! ભગવાનનો પ્રેમ જ્યારે પણ મળશે, તો તે એ આધાર પર મળશે જેના માટે તેમણે માણસની પરખ કરવા માટે બે રસ્તા બનાવીને રાખ્યા છે. પહેલો - તેનાં કર્મ કેવાં છે ? સિક્કો સાચો છે કે ખોટો છે, તેના માટે આપણે સિક્કાને અંગૂઠાથી વગાડીએ છીએ. તેનો અવાજ ટન-ટન હોય તો આપણે રાખી લઈએ છીએ. પરંતુ જો અવાજ ખટ-ખટ આવે છે તો ફેંકી દઈએ છીએ. આનાથી ખબર પડી જાય છે કે સિક્કો સાચો છે કે ખોટો. જેને અમે પ્રેમ કરીએ છીએ, સારા સિક્કાને જમા કરી લઈએ છીએ. જેનાં કર્મ સારાં છે, જેના વિચાર સારા છે, તે ભગવાન માટે પાકા સિક્કા છે, સાચા સિક્કા છે. તેને ભગવાન પોતાની છાતીએ લગાવીને રાખે છે અને જે ખોટા સિક્કા છે, જેમાંથી ખટ-ખટ એવો અવાજ આવે છે તેને ફેંકી દે છે. કાપીને અલગ ફેંકી દે છે. ના સાહેબ ! અમે તો પૂજા કરીએ છીએ. અરે બાબા ! અહીં પૂજાની વાત ચાલી રહી નથી, કર્મની ચાલી રહી છે. પૂજા કરો છો, તો સારી

વાત છે; નથી કરતા, તો પણ ખરાબ વાત નથી. પૂજા-પાઠ પોકારવાને બદલે એ બતાવો કે આપના વિચાર કેવા પ્રકારના છે?

મિત્રો! ઈશ્વરનો વિશ્વાસુ બધી જગ્યાએ ભગવાનને હાજર - નાજર સમજે છે. ઈશ્વરનો વિશ્વાસુ એ વાતને સમજે છે કે દુનિયામાં કર્મ જ મુખ્ય છે. કર્મ ઉપર જ વ્યક્તિની સામાજિક ઉન્નતિ ટકેલી છે. કર્મ ઉપર જ વ્યક્તિની ભૌતિક ઉન્નતિ ટકેલી છે. કર્મ ઉપર જ વ્યક્તિની આધ્યાત્મિક ઉન્નતિ ટકેલી છે. કર્મ ઉપર જ ભગવાનનો પ્રેમ ટકેલો છે. બધેબધી ચીજો કર્મ પર જ ટકેલી છે.

### ઈશ્વરવિશ્વાસુ અર્થાત્ કર્મયોગી

કર્મ જ સૌથી મોટો યોગ છે. ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાને કર્મયોગની જ મહત્તા બતાવી હતી. જે ભગવાનનો વિશ્વાસુ હોય છે, તે ભગવાનના આદેશો રૂપે, ભગવાનના નિર્દેશો રૂપે પોતાનાં કર્ત્તવ્યોને સૌથી મોટો આધાર સમજે છે અને દુનિયામાં કર્ત્તવ્યોનું પાલન કરતો કરતો ચાલ્યો જાય છે. અર્થાત્ તેનાં કામ શ્રેષ્ઠ થતાં જાય છે, તેના વિચાર શ્રેષ્ઠ થતા જાય છે. આ જ ઈશ્વરવિશ્વાસુની ઓળખ.

મિત્રો! ઈશ્વરનો વિશ્વાસુ નિર્ભય હોય છે. ઈશ્વરના વિશ્વાસુને કોઈનો ભય રહેતો નથી. ઈશ્વરના વિશ્વાસુની ઓળખ એ છે કે તે ક્યારેય પણ ડરતો નથી. જે માણસ ભગવાનથી ડરશે, તેણે બીજા કોઈથી ક્યારેય ડરવાની જરૂર નથી. જે માણસ ભગવાનથી ડરશે નહિ, તેણે ડગલે ને પગલે ડરવાની જરૂર પડશે. તેણે પાંદડાંથી ડરવું પડશે, ઝાડથી ડરવું પડશે, છોડથી ડરવું પડશે, દરેકથી ડરવું પડશે. પરંતુ જેણે ભગવાનથી ડરવાનું અંગીકાર કરી લીધું, તેને પછી ડરાવનાર કોણ છે? જો આપણી ભીતર ચોર નથી, તો પછી આપણને કોણ ડરાવી શકે છે? કોઈ ડરાવી શકતું નથી.

આપણે પ્રામાણિકતાથી જીવન વિતાવતા હોઈએ, તો પછી આપણી ઉપર કોઈ કેવી રીતે આંગળી ઉઠાવી શકે? આંગળી ઉઠાવશે તો તેના પર જ ધૂળ પડશે. જ્યાં જખમ હશે, ત્યાં માખી બેસશે, કીડા પડશે. જ્યાં જખમ નથી, ત્યાં કેવી રીતે કીડા પડશે? જેને ભગવાનનો વિશ્વાસ છે, તે માણસ ભગવાનથી ડરે છે, તેના ન્યાયથી ડરે છે, તેના કાયદા-કાનૂનથી ડરે છે. જે વ્યક્તિ તેમના કાયદા-કાનૂન અને ન્યાયથી ડરશે, પછી તેણે કોઈથી ડરવું પડશે નહિ.

### નિર્ભય વ્યક્તિ જ સૌથી સુખી છે.

મિત્રો! રામાયણમાં એ જ કહેવાયું છે કે દુનિયામાં સૌથી વધારે સુખી માણસ કોણ છે? સૌથી વધારે સુખી માણસ એ છે, જેણે ડરવાનું નથી - **"સકલ કરમ કરિ થકેઉ ગોસાઈ। ભયે ન સુખી અભય કી નાઈ॥"** દુનિયામાં અભય જેવું કોઈ સુખ નથી. રાત્રે જેને સરસ ગાઢ ઊંઘ આવે છે અને જેને એ ખબર રહે છે કે કાલે આપણને ભોજન અવશ્ય મળવાનું છે, તો પછી કાલની ચિંતા કરવાની શી જરૂર છે? મારે પરેશાન રહેવાની શું જરૂર છે? અને મારે નિરાશ રહેવાની શું જરૂર છે? આ બધેબધી વ્યવસ્થાઓ જ્યારે ભગવાને પોતાના હાથમાં સંભાળી છે ત્યારે મારે ચિંતા કરવાની શું જરૂર છે? જ્યારે આપણે જન્મ્યા હતા ત્યારે આપણી માની છાતીમાં ગરમ દૂધના બે કટોરા આપીને મોકલ્યા હતા, તો પછી શું તેઓ આપણી આગળની જિંદગીને સંભાળશે નહિ?

**"જાકો રાખે સાઈયાં, માર સકે ન કોય।**
**બાલ ન બાંકા કર સકે, જો જગ બૈરી હોય॥"**

**સ્વામી રામકૃષ્ણ પરમહંસને શિષ્યોએ પૂછ્યું કે, "મહારાજ! ભક્તિ શું છે?" સ્વામી રામકૃષ્ણ પરમહંસે ઉત્તર આપ્યો, "ભક્તિ અર્થાત્ મન, વાણી અને કર્મથી ભગવાનને પોકારવા. કર્મ એટલે કે હાથથી તેમની પૂજા અને સેવા કરવી, પગથી તેમના સ્થાન સુધી જવું, કાનથી તેમના નામ, ગુણો અને ભજન સાંભળવાં, આંખથી તેમની મૂર્તિનાં દર્શન કરવાં. મન અર્થાત્ સદા તેમનું ધ્યાન, તેમનું ચિંતન કરવું અને તેમની લીલાઓનું સ્મરણ કરવું. વાણી અર્થાત્ તેમની સ્તુતિઓ વાંચવી, તેમનાં ભજન ગાવાં. જ્યારે ત્રણેય મળીને ભગવાનને પોકારે છે ત્યારે ભક્તિ સાર્થક થઈ શકે છે."**

મિત્રો ! ભગવાનનો વિશ્વાસ એવો હોય છે કે તે વ્યક્તિ કહે છે કે ભગવાન પ્રત્યે મને પ્રેમ છે. પરંતુ બીજી બાજુ રાહુ વિશે, કેતુ વિશે, શનિ વિશે, મંગળ વિશે આપે ડરવાની જરૂર શા માટે પડી ? કાલે મારો દુશ્મન મને મારી નાંખશે. અરે ભાઈ ! દુશ્મન મારશે તો મારી પાસે જ તો આવશે, ત્યારે હું જોઈ લઈશ. જે કાંઈ થશે, તેનો સામનો કરવો પડશે.

મિત્રો ! જે માણસમાં આટલી બહાદુરી અને હિંમત ભરેલી રહે છે, તે કોણ હોય છે ? તેને હું ઈશ્વરનો વિશ્વાસુ કહું છું. ઈશ્વર વિશ્વાસુ એને કહું છું જે પ્રત્યેક વ્યક્તિની ભીતર, પ્રત્યેક પ્રાણીની ભીતર એક ભગવાનના પ્રકાશની જ્યોતિને જોતો રહે છે અને દરેકની સાથે ભલમનસાઈનો વ્યવહાર કરતો રહે છે. ભલમનસાઈની સાથે લોકોની બૂરાઈઓનું નિવારણ કરવાનું પણ સમાવિષ્ટ છે. ભગવાનની મૂર્તિઓની આપણે સફાઈ કરીએ છીએ. મૂર્તિ પર ક્યાંક જો ચકલીની ચરક પડી જાય છે, તો આપણે તેને દૂર કરી દઈએ છીએ. સફાઈ પણ એમાં સામેલ છે. લોકોને સુધારી દેવાનું પણ તેમાં સામેલ છે અને લોકોને સજા દેવાનું પણ સામેલ છે અને લોકોનો વિરોધ કરવાનું પણ સામેલ છે. શેમાં ? પ્રેમ કરવામાં. તે દરેકની અંદર એમ સમજતો રહે છે કે આની અંદર ભગવાનની જ્યોતિ છે.

**પ્રત્યેક માણસના કલ્યાણનું વિચારો**

મિત્રો ! માણસે માણસનું સન્માન કરવું જોઈએ. જ્યારે કોઈ કેદીને ફાંસીની સજા કરવામાં આવે છે, ત્યારે પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટ, મેજિસ્ટ્રેટ અને ડી.એમ., જેણે હુકમ કર્યો હતો, એ ત્યાંથી ચાલ્યા જાય છે અને ટોપી ઉતારી લે છે અને કાળો કોટ પહેરીને ચાલ્યા જાય છે. સ્પષ્ટ છે કે માણસની ઈજ્જત અને સન્માન છે. આથી માણસે માણસની ઈજ્જત કરવી જોઈએ. જે માણસને આપણે ઈજ્જત કરીએ છીએ તે ભાવના પ્રત્યેક માણસની ભીતર રહેલી છે. આપણી અંદર એ ભાવના રહેવી જોઈએ જે તુલસીદાસજીએ 'શ્રીરામચરિત માનસ'માં કહી હતી -

**"સિયારામમય સબ જગ જાની ।**
**કરહું પ્રણામ જોરિ જુગ પાની ॥"**

જો પ્રત્યેક પ્રાણીની ભીતર રામ અને પ્રત્યેક પ્રાણીની ભીતર સીતાની આ વૃત્તિ આપણી આંખોમાં આવી જાય તો પછી શું આપણે કોઈ માણસ સાથે દુઃખનો વ્યવહાર કરીશું ? કોઈ માણસનું શોષણ કરીશું ? કોઈ માણસ સાથે ઠગાઈ કરીશું ? કોઈની પણ સાથે આપણે ચાલાકી કરીશું ? નહિ કરીએ. ત્યારે દરેકની સાથે આપણો પ્રેમથી ભરેલો, સહાનુભૂતિથી ભરેલો, શ્રદ્ધાથી ભરેલો એવો વ્યવહાર હશે, જેમાં તેનું કલ્યાણ પણ સમાવિષ્ટ છે. જરૂર પડ્યે આપણે તેની સાથે કડકાઈ પણ કરીશું.

હું એમ નથી કહેતો કે દરેક માણસની સાથે કોમળતા જ આવવી જોઈએ. ચોર, ડાકુ અને હત્યારાઓ સાથે પણ આપણે કોમળતાથી વ્યવહાર કરવો જોઈએ. હું તો એમ કહું છું કે ડાકુનું કલ્યાણ, ચોરનું કલ્યાણ એમાં છે કે જેવી રીતે આપણું બાળક જો માનતું નથી, તો આપણે તેના કાન પકડીએ છીએ, તેને લાફો મારી દઈએ છીએ, તો તેમાં તેનું કલ્યાણ છુપાયેલું છે. મિત્રો ! કલ્યાણનો મતલબ એ નથી કે આપ દરેક માણસ સાથે - જે ખરાબમાં ખરાબ માણસ છે તેની સાથે પણ સહાનુભૂતિનો વ્યવહાર કરતા જાવ, તેના કામમાં પણ મદદ કરતા જાવ. મારો એવો મતલબ કદાપિ નથી. જો આપ આ ભૂલ કરશો તો આપ કસાઈઓને હલવો-પૂરી ખવડાવવા લાગશો અને બધાને સમાન માનવા લાગશો. પછી તો બધી ગરબડ થઈ જશે. આપે આવું કરવાનું નથી. પરંતુ મિત્રો ! પ્રત્યેક માણસની ભીતર, પ્રત્યેક પ્રાણીની ભીતર જે આપણું કર્ત્તવ્ય જોડાયેલું છે, તે સેવાનું જોડાયેલું છે, સદ્‌વ્યવહારનું જોડાયેલું છે, ભલમનસાઈનું જોડાયેલું છે, શરાફતનું જોડાયેલું છે.

(ક્રમશઃ) *

મહર્ષિ વશિષ્ઠને તેમના શિષ્યોએ પ્રશ્ન કર્યો, "ગુરુવર ! બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવાના અધિકારી કોણ છે ?" મહર્ષિ વશિષ્ઠ બોલ્યા, "જેના ભોગોની ઈચ્છા દૂર થઈ ગઈ હોય, જેના મનોરથો બાકી ન રહ્યા હોય, જેની બુદ્ધિ વ્યુત્પન્ન થઈ ગઈ હોય - એ જ બ્રહ્મજ્ઞાનનો અધિકારી છે."

# દેવભૂમિમાં દેવવાણી પર થઈ ચર્ચા



વિશ્વવિદ્યાલય પરિસરમાં સંપન્ન થનારી બહુઆયામી ગતિવિધિઓનું ફલક નિત્ય નૂતન ઉપલબ્ધિઓને અર્જિત કરતું સતત વિકસિત - વિસ્તૃત થઈ રહ્યું છે. કાળગણનાની સાથે વધતા આ પરિસરના પ્રત્યેક કદમ, તેના વિસ્તૃત થતા ફલકના પ્રત્યેક ખૂણા, નવસર્જનના સંકલ્પને સાકાર બનાવનાર એક નવી શૈલી - એક નવી પરિભાષા પ્રસ્તુત કરે છે. આ સત્યનો અનુભવ અહીં સંપન્ન થનારી શૈક્ષણિક પ્રક્રિયાઓ અને વિભિન્ન પ્રકારની સાંસ્કૃતિક અને રચનાત્મક ગતિવિધિઓ રૂપે પ્રત્યક્ષ કરી શકાય છે.

આ પરિસરમાં જે કોઈ આવે છે, તે અહીંની અનોખી શિક્ષણશૈલી અને ધર્મ-અધ્યાત્મથી માંડીને સંસ્કૃતિનાં વિકસિત થતાં નવાં રૂપોને જોઈને આશ્ચર્યચકિત થયા વિના રહેતા નથી. આવા જ કંઈક ભાવ ભોપાલથી આવેલા નયા થિયેટર ગ્રુપના નિર્દેશક શ્રીરામચંદ્રજીના હતા. અહીં આવીને તેઓ વિસ્મયથી છલકાઈ ઊઠ્યા અને તેમણે કહ્યું કે કોઈ શિક્ષણસંસ્થામાં સંસ્કૃતિના આટલા નિરાળા રંગ બીજે ક્યાંય દેખાતા નથી. અહીં આવીને હર કોઈ ભારતીય સંસ્કૃતિની ગરિમા અને તેની ઉચ્ચતાને સારી રીતે અનુભવી શકે છે.

ઉલ્લેખનીય છે કે નયા થિયેટર ગ્રુપના નિર્દેશક શ્રીરામચંદ્ર પોતે ભારતીય સભ્યતા અને સંસ્કૃતિના અનન્ય પ્રેમી અને પ્રસારક છે. તેમનું આ રંગમંચ પ્રસિદ્ધ નાટ્યકાર શ્રી હબીબ તનવીર દ્વારા સ્થાપવામાં આવ્યું હતું અને તે ભારતીય સંસ્કૃતિના વિકાસ - વિસ્તારને જ સમર્પિત છે. સાથે જ તેમનું આ રંગમંચ ગ્રુપ દેવ સંસ્કૃતિ વિશ્વવિદ્યાલયના સંગીત અને સાંસ્કૃતિક કેન્દ્ર સાથે પણ છેલ્લાં કેટલાંક વર્ષોથી જોડાયું છે પરંતુ વિશ્વવિદ્યાલય પરિસરમાં આ ગ્રુપે પહેલી વાર પ્રસ્તુતિ કરી.

આ પ્રસંગે શ્રીરામચંદ્રએ કહ્યું કે નયા થિયેટર ગ્રુપનો ઉદ્દેશ્ય લોકકલાના માધ્યમથી ગામોની સભ્યતા અને ભારતીય સંસ્કૃતિની વિશિષ્ટતાને દેશ-વિદેશમાં પહોંચાડવાનો છે. આ ગ્રુપના કલાકાર ઘણું ખરું ભારતનાં તમામ મોટાં શહેરોની સાથે સાથે યૂરોપના પણ કેટલાય દેશોમાં પોતાની પ્રસ્તુતિની પ્રશંસા મેળવી ચૂક્યા છે. આ લોક કલાકારોની વિશેષતા એ છે કે આ બધા જ ઘણું ખરું ગ્રામીણ પરિવેશમાં ઊછર્યા છે અને શાળાકીય શિક્ષણના નામે બહુ ઓછા કલાકાર ડિગ્રીધારક છે. તેમ છતાં તેમના અભિનયમાં અદ્ભુત આકર્ષણ, જુસ્સો અને સંસ્કૃતિ પ્રત્યે સમર્પણનો ભાવ છલકે છે.

નયા થિયેટર ગ્રુપના કલાકારો દ્વારા વિશ્વવિદ્યાલયના મૃત્યુંજય સભાગારમાં ૨૨ માર્ચના રોજ વિશેષ કાર્યક્રમ પ્રસ્તુત કરવામાં આવ્યો. આ આયોજનનો શુભારંભ વિશ્વવિદ્યાલયના કુલપતિ શ્રી શરદ પારધી તથા પ્રતિકુલપતિ દ્વારા દીપ પ્રગટાવીને કરવામાં આવ્યો. નયા થિયેટરના આ કાર્યક્રમમાં 'સડક' અને 'પોંગા પંડિત'નામની બે લઘુ નાટિકાઓ પ્રસ્તુત કરવામાં આવી. 'સડક' નાટિકા દ્વારા કલાકારોએ સંદેશ આપ્યો કે કેવી રીતે કહેવાતો મૂડીપતિ વર્ગ પોતાના સ્વાર્થ માટે ગામડાં અને ખેડૂતોનું શોષણ કરે છે. આ નાટિકાનો બીજો ઉદ્દેશ્ય જનસામાન્યને પર્યાવરણ પ્રત્યે જાગરૂક કરવાનો અને ગ્રામીણ સંસ્કૃતિથી પરિચિત કરાવવાનો પણ હતો.

આ થિયેટર ગ્રુપની બીજી પ્રસ્તુતિ 'પોંગા પંડિત' દ્વારા તેમણે સંદેશ આપ્યો કે એકવીસમી સદીના આ આધુનિકતમ યુગમાં પણ આપણો સમાજ જાતિવાદ અને પ્રાંતવાદની સમસ્યાઓમાં કેવી રીતે ગૂંચવાયેલો છે. આ વ્યંગ દ્વારા તેમણે સૌને **'વયં રાષ્ટ્રે જાગૃયામ પુરોહિતાઃ'** નું સૂત્ર અપનાવવાની પ્રેરણા આપી. આ કલાકારોની પ્રસ્તુતિઓ તથા નયા થિયેટર ગ્રુપના પ્રયાસોની સૌએ મુક્ત કંઠે પ્રશંસા કરી. પરમ પૂજ્ય ગુરુદેવના વિચારોમાં પણ સંસ્કૃતિના પ્રચાર - પ્રસાર હેતુ લોકરંજનથી લોકમંગલ અને લોકશિક્ષણનું અભિયાન, યુગ નિર્માણ યોજનાનો અભિન્ન હિસ્સો રહ્યો છે. નયા થિયેટર ગ્રુપના ભાવો અને પ્રયાસોને પણ આ સંદર્ભમાં જોઈ - સમજી શકાય છે.

પાછલા દિવસોમાં વિશ્વવિદ્યાલય પરિસરની શૈક્ષણિક ગતિવિધિઓમાં પણ અનેક નવા ઐતિહાસિક આયામ અને ઉપલબ્ધિઓનો સમાવેશ થયો છે. યોગના ક્ષેત્રમાં દેવ

સંસ્કૃતિ વિશ્વવિદ્યાલયે ફરીથી એક નવો મુકામ હાંસલ કર્યો છે. વિશ્વવિદ્યાલયના યોગ વિભાગની ૧૪ સભ્યોની ટીમે કુરુક્ષેત્ર, હરિયાણામાં ૧૮થી ૨૦ માર્ચ, ૨૦૧૫ દરમિયાન આયોજિત આંતરવિશ્વવિદ્યાલય યોગ પ્રતિયોગિતામાં ભાગ લીધો તથા દેશભરનાં સમસ્ત વિદ્યાલયોમાં ત્રીજું સ્થાન મેળવ્યું. તેની સાથે જ રાજ્ય સ્તર પર વિશ્વવિદ્યાલયની આ ટીમે પ્રથમ સ્થાન મેળવ્યું.

વિદ્યાર્થીઓની આ ઉપલબ્ધિઓએ માત્ર દેવ સંસ્કૃતિ વિશ્વવિદ્યાલયનું જ નહિ પરંતુ દેવભૂમિ ઉત્તરાખંડનું પણ નામ રોશન કર્યું. યોગ ટીમના કોચ ડૉ. સુનીલ યાદવ તથા લક્ષ્મીકુમારીના નેતૃત્વમાં વિશ્વવિદ્યાલય પરિસરમાં વિજેતા થઈને પાછી ફરેલી ટીમનું સ્વાગત અને સન્માન યોગ વિભાગના અધ્યક્ષ ડૉ. સુરેશ વર્ણવાલ સહિત સમગ્ર વિશ્વવિદ્યાલય પરિવારે કર્યું. આ ઉપલબ્ધિઓ પર કુલસચિવ શ્રી સંદીપ કુમારે યોગ વિભાગ તથા વિજેતા ટીમના તમામ સભ્યોને હાર્દિક શુભ કામનાઓ પાઠવી. શ્રદ્ધેય કુલાધિપતિ ડૉ. પ્રણવ પંડ્યાજીએ આને વિશ્વવિદ્યાલયના કીર્તિમાનોની શૃંખલામાં મહત્ત્વપૂર્ણ ઉપલબ્ધિ બતાવી.

યોગ પ્રતિયોગિતાઓની સાથે સાથે આ પરિસરના વિદ્યાર્થીઓ અન્ય પ્રકારની પ્રતિયોગિતાઓમાં પણ ઉત્સાહપૂર્વક ભાગ લેતા રહ્યા છે. આ ક્રમમાં વિશ્વવિદ્યાલયના ત્રણ વિદ્યાર્થીઓએ રાંચી, ઝારખંડમાં ૨૩થી ૨૭ એપ્રિલ દરમિયાન સંપન્ન થયેલી ૩૪મી જુનિયર રાષ્ટ્રીય કુશ્તી પ્રતિયોગિતામાં ઉત્તરાખંડ રાજ્યનું પ્રતિનિધિત્વ કર્યું. સ્વદેશી રમત અંતર્ગત કુશ્તીની રાષ્ટ્રીય પ્રતિયોગિતામાં પસંદગી પામનાર દેવ સંસ્કૃતિ વિશ્વવિદ્યાલયની આ પહેલી ટીમ છે. વિદ્યાર્થીઓની આ ઉપલબ્ધિઓએ આ પરિસર અને આખા રાજ્યનું ગૌરવ વધાર્યું છે.

વિગત દિવસોમાં પરિસરના શૈક્ષણિક આયામોમાં એક મહત્ત્વપૂર્ણ આયોજન પણ સંપન્ન થયું. આ આયોજન દેવભાષા સંસ્કૃત પર બે દિવસીય આંતરાષ્ટ્રીય કાર્યશાળા રૂપે હતું. ૧૮ અને ૧૯ એપ્રિલ, ૨૦૧૫ના રોજ સંપન્ન થયેલી આ કાર્યશાળામાં દેશ-વિદેશથી આવેલા વિદ્વાનો, અધ્યેતાઓ અને શોધાર્થીઓ દ્વારા સંસ્કૃત સાહિત્ય સાથે સંબંધિત વિભિન્ન વિષયો પર ૨૦૦ થી વધારે શોધપત્ર પ્રસ્તુત કરવામાં આવ્યા. આ કાર્યશાળાનો શુભારંભ કરતાં દેવ સંસ્કૃતિ વિશ્વવિદ્યાલયના શ્રદ્ધેય કુલાધિપતિ ડૉ. પ્રણવ પંડ્યાએ પોતાના અધ્યક્ષીય ઉદ્‌બોધનમાં કહ્યું કે સંસ્કૃત સંવેદનાની વાણી છે. જો સંસ્કૃતિની રક્ષા કરવી હોય તો સંવેદનાનું રક્ષણ જરૂરી છે અને તે સંસ્કૃત દ્વારા જ સંભવ છે. તેમણે કહ્યું કે વેદ, ઉપનિષદોમાં આપણી સંસ્કૃતિનું સંપૂર્ણ ગૌરવ સમાયેલું છે પરંતુ આ જ્ઞાન દેવવાણીમાં હોવાને કારણે આજની યુવાપેઢી આનાથી અજાણ છે. સંસ્કૃતની ઉપેક્ષાને કારણે જ સમાજમાં ઘણી બધી સમસ્યાઓ ઉત્પન્ન થઈ રહી છે. સંસ્કૃતમાં સમાયેલું સાચું જ્ઞાન જો આજની પેઢીને મળી જાય તો સમાજમાં ઘણો બધો સુધારો થઈ શકે છે.

આ આંતરરાષ્ટ્રીય કાર્યશાળાના મુખ્ય અતિથિ તરીકે પધારેલા ઉત્તરાખંડ રાજ્યના મુખ્ય સચિવ શ્રી એન. રવિશંકરે ઉત્તરાખંડ આગમન પર તમામ સ્પર્ધકોનું સ્વાગત કર્યું અને ચાર ધામની યાત્રા કરવાનો આગ્રહ કર્યો. તેમણે કહ્યું કે દેવભૂમિ ઉત્તરાખંડમાં દેવવાણી સંસ્કૃત પર દેવ સંસ્કૃતિ વિશ્વવિદ્યાલયમાં આ વિશ્વસ્તરીય કાર્યશાળાનું આયોજન એક અનોખો સહયોગ છે. રાષ્ટ્રીય સાહિત્ય અને લલિતકલા અકાદમીના અધ્યક્ષ પ્રો. કે.કે. ચક્રવર્તીએ એકવીસમી સદીમાં સંસ્કૃતને અત્યંત પ્રાસંગિક ગણાવી તો ઉત્તરાખંડ સંસ્કૃત વિશ્વવિદ્યાલયના કુલપતિ પ્રો. મહાવીર અગ્રવાલે સંસ્કૃતને વિશ્વસંસ્કૃતિની સર્વોચ્ચ પ્રતિષ્ઠા રૂપે સમજાવી. આ પ્રસંગે વિશ્વવિદ્યાલયના કુલપતિ અને ઉપકુલપતિ સહિત સંસ્કૃતના અનેક વિદ્વાનોએ પણ પોતાના વિચાર પ્રસ્તુત કર્યા.

સંસ્કૃતની આ કાર્યશાળાના સમાપન પ્રસંગે પ્રતિકુલપતિએ કહ્યું કે વિશ્વની ૯૭ ટકા ભાષાઓની જનની સંસ્કૃત જ છે. સંસ્કૃત કેવળ ભાષા જ નથી પરંતુ તે આપણી ભારતીય સંસ્કૃતિની પરિભાષા પણ છે. તેમણે સંસ્કૃતના વધતા મહત્ત્વની અને નાસા જેવા વૈજ્ઞાનિક પ્રતિષ્ઠાનોમાં તેના થતા પ્રયોગની પણ ચર્ચા કરી. કાર્યશાળાના સમાપન પ્રસંગે ભાષા વિભાગના અધ્યક્ષ પ્રો. રાધેશ્યામ ચતુર્વેદીજીએ કાર્યશાળાનો સારાંશ અને મહત્ત્વપૂર્ણ બિંદુઓનો ઉલ્લેખ કરતાં સૌનો આભાર માન્યો અને આ કાર્યશાળાની એક ઉલ્લેખનીય શૈક્ષણિક ઉપલબ્ધિ ગણાવી.

આમ, દેવ સંસ્કૃતિ વિશ્વવિદ્યાલય પરિસર પોતાની મહત્ત્વપૂર્ણ ગતિવિધિઓ અને ઉપલબ્ધિઓના માધ્યમથી નિત્ય નૂતન કાળચક્રનાં આગળ વધતાં કદમો સાથે નવસર્જનના નવા યુગનાં ક્રાંતિબીજોને સાકાર બનાવવા માટે સતત અગ્રેસર છે. *

# ભારત દેશના જગદ્‌ગુરુ પદ પર આરૂઢ થવાનું પર્વ



૩૧મી જુલાઈના રોજ ગુરુપૂર્ણિમાનું પાવન પર્વ છે. આ અવસરે ગાયત્રી પરિવારના આપણે સૌ પરિજનોના માનસ-સરોવરમાં ગુરુ ભક્તિની લહેરો ઊઠવી સ્વાભાવિક છે. આપણા સૌના સ્વર્ણિમ અતીતની આ ગુરુ ગરિમાએ ભારત દેશનું ગૌરવ વધાર્યું. તેણે જ ભારતને જગદ્‌ગુરુ - વિશ્વગુરુ થવાનું સૌભાગ્ય આપ્યું. ત્યારે એ સોનેરી દિવસોમાં વસુધાવાસી, ભારતવાસીઓ પાસેથી માર્ગદર્શન - જીવનદર્શન મેળવવાની આશા રાખતા હતા. **'સ્વ-સ્વ આચરણ શિક્ષરેન પૃથ્વિયાં સર્વ માનવઃ'** પોત-પોતાના આચરણથી ધરતીના તમામ મનુષ્યોને શિક્ષણ પ્રદાન કરવાનું, ભારત દેશના પ્રત્યેક નિવાસીની રાષ્ટ્રીય જવાબદારી બની ગઈ હતી. એ દિવસોમાં સંસારભરમાં એ સર્વવિદિત હતું કે ભારત સુવર્ણ સંપદાઓનો અને અનંત જ્ઞાનરાશિનો સ્વામી છે. અહીં સાક્ષાત્ મહાલક્ષ્મી અને મહાસરસ્વતી સાથે સાથે નિવાસ કરે છે.

તેમના નિત્ય સાહચર્યએ ભારત દેશને પારસમણિ બનાવી દીધો હતો. તેની સાથે જેમનો પણ સંપર્ક થતો હતો, તે પોતાના જીવનની દરિદ્રતા ખોઈને સોનેરી વ્યક્તિત્વ અને સુવર્ણ સંપદાનો અધિપતિ બની જતો હતો. આ માન્યતા અકારણ ન હતી. ભારતના વેપારી, ભારતના આચાર્ય, પરિવ્રાજક જળમાર્ગે અને જમીન માર્ગે દેશ-દેશાંતરોમાં જતા હતા અને ત્યાંના લોકોને સાધન-સંપદા અને જ્ઞાન સંપદાથી લાભાન્વિત કરતા હતા, જે મેળવવાનું તેમના માટે કોઈ મોટા સૌભાગ્યથી કમ ન હતું. દુનિયાના પ્રત્યેક ખૂણામાં લોકો પ્રતીક્ષા કરીને બેસી રહેતા હતા કે ક્યારે ભારતના વેપારી અને ભારતના આચાર્ય - પરિવ્રાજક અહીં આવે અને ક્યારે અમને દૈવી વરદાનો જેવા ઉપયોગી પદાર્થો અને ઉપયોગી જ્ઞાનથી લાભાન્વિત કરે. તેમનું આમ વિચારવાનું સાચું જ હતું. જે આટલે દૂર આવીને આટલી ઉપયોગી વસ્તુઓ - આટલું અદ્‌ભુત જ્ઞાન અહીં સુધી પહોંચાડે છે, તેમનો પોતાનો દેશ કોણ જાણે કેટલો સાધનસંપન્ન અને જ્ઞાનસંપન્ન હશે.

આ પ્રશ્ન પર સર્વત્ર ચર્ચા થતી રહેતી હતી કે ભૂમિની દૃષ્ટિએ, પ્રાકૃતિક સંપદાઓની દૃષ્ટિએ અન્ય દેશ પણ ભારત જેવા જ છે. મનુષ્યની બનાવટ પણ અન્ય ભૂખંડોમાં એકસરખી જ છે, પછી આ દેશના નિવાસી કેવી રીતે આટલા સુસંપન્ન અને જ્ઞાનસંપન્ન છે કે સ્વર્ગ જેવી સુખ-સુવિધાઓ અને દેવતુલ્ય વ્યક્તિત્વથી પરિપૂર્ણ જીવન જીવે છે અને પોતાની વિભૂતિઓનાં અનુદાન સંસારભરમાં વહેંચતા ફરે છે ? આ પ્રશ્નનું કોઈ ભૌતિક - લૌકિક સમાધાન ન હતું. હા, ઊંડાણમાં જે ઊતર્યું તેણે એક જ ઉત્તર મેળવ્યો કે ભારતના નિવાસીઓનું ચિંતન, દૃષ્ટિકોણ અતિમાનવો જેવો છે. તેઓ પોતાના સુવિકસિત સદ્‌ગુણોને કારણે સામાન્ય પરિસ્થિતિઓમાં પણ અસામાન્ય ઉપાર્જન અને અસાધારણ જ્ઞાનાર્જન કરી લે છે. તેઓ પોતાના જ્ઞાનનો, પોતાના ધનનો સદુપયોગ કરવાનું જાણે છે. પરિણામે એટલામાં જ તે લોકો સ્વયં દેવતુલ્ય સ્વર્ગીય જીવન જીવે છે અને સાથોસાથ પોતાની સહજ ઉદારતાથી પોતાની વિભૂતિઓનાં વાદળોને અન્યત્ર વિખેરતા રહીને પોતાનાં કર્તવ્યનાં સત્પરિણામ જોતાં જોતાં આનંદિત રહે છે.

ભારત ભૂમિ આ તથ્યોની સફળ પ્રયોગશાળા રહી છે. અહીં ઉચ્ચ માનવીય સદ્‌ગુણોને સર્વોપરિ ઉપલબ્ધિ માનવામાં આવતી હતી અને તેના માટે અથક પરિશ્રમ અને મોટામાં મોટાં કષ્ટ સહન કરવામાં આવતાં રહ્યાં. પરિણામે વ્યક્તિત્વ નિખર્યું અને સાથે જ અજસ્ર વૈભવ એવી રીતે સમવેત થતો રહ્યો, જેવી રીતે ખીલેલા કમળ-પુષ્પ પર ભમરાઓનું ઝુંડ બોલાવ્યા વિના જ મંડરાતું રહે છે. આ સચ્ચાઈને કોઈ પણ પારખી શકે છે કે આળસ અને પ્રમાદ જ મનુષ્યને દરિદ્ર બનાવે છે. વ્યસન અને અપવ્યયને અપનાવીને જ કંગાલિયતના શિકાર બનવું પડે છે. સંતુલિત અને સુવ્યવસ્થિત ગતિવિધિઓ અપનાવનાર અભીષ્ટ ઉપાર્જન સહજપણે જ એટલા પ્રમાણમાં કરી શકે છે જેને સંતોષજનક કહી શકાય. પછી તેને અપવ્યયથી બચાવીને જે તેના શ્રેષ્ઠતમ ઉપયોગની વાત વિચારતો રહેશે, તે સાચા અર્થોમાં ધનવાન બની જશે અને એ વૈભવથી ફક્ત પોતે જ સંતુષ્ટ નહિ રહે, પરંતુ તેનો એક અંશ નજીકનાં ક્ષેત્રોમાં વિખેરીને ચંદન વૃક્ષની જેમ બીજાને પણ પોતાની જેમ જ સમુન્નત બનાવી શકશે.

ભારતવાસી આ નીતિને અપનાવતા હતા અને તેને સંસારમાં લક્ષ્મીના વરદ પુત્ર માનવામાં આવતા હતા.

સરસ્વતીની તેમના પર અસીમ કૃપા હતી. તેમની સમર્થતા શક્તિ દુર્ગા જે બાજુ પગલું માંડતી હતી, ત્યાં અવરોધ, વ્યવધાનના અસુરોનો પરાભવ થતો જતો હતો. આ જ હતું એ રહસ્ય જેના કારણે ભારતવાસીએ પોતાના દેશના ગૌરવ - ગરિમા વધાર્યાં અને અન્યત્ર પણ અસીમ માત્રામાં સુખ-શાંતિનું અનુદાન વિખેર્યું. આ કારણે ભારતે જગદ્‌ગુરુ થવાની પ્રતિષ્ઠા મેળવી હતી. આજે જો આ પ્રતિષ્ઠા ધૂંધળી થઈ ગઈ છે, તો બસ એ કારણે કે આપણે સૌએ સામૂહિક રીતે જીવનનું રહસ્ય ભુલાવી દીધું છે. એ રહસ્ય કે જે આપણને આપણા ગુરુઓએ, આચાર્યોએ, મહામાનવોએ શીખવ્યું હતું, જેનું પુનઃસ્મરણ કરાવવા માટે દર વર્ષે ગુરુપૂર્ણિમા આવે છે અને આપણે ઉત્સાહપૂર્વક ગુરુપર્વ ઊજવીએ છીએ.

આજે પ્રાચીન ઈતિહાસનાં એ પાનાં ફેરવવાની આવશ્યકતા એટલા માટે પડી કે પ્રસ્તુત દરિદ્રતા, અજ્ઞાનનો અંધકાર એટલી હદે સઘન થઈ ગયો છે કે સમગ્ર વાતાવરણ જ વિષાક્ત, અવસાદ, આતંકથી પરિપૂર્ણ દમ ઘૂંટનારું બની ગયું છે. મનુષ્યને પોતાના વ્યક્તિગત જીવનમાં પોતાની જ આદતો એટલો બધો સતાવી રહી છે કે છુટકારાનો કોઈ રસ્તો દેખાતો નથી અને આત્મહત્યા કરવાનું મન થાય છે. પરિસ્થિતિઓનો દોષ બીજા ઉપર નાંખીને થોડોક સમય આત્મપ્રવંચના દ્વારા મન હલકું તો કરી શકાય છે, પણ તેનાથી કાંઈ કામ થતું નથી. પોતાના જ દુર્ગુણ, દુર્ભાવ અને દુષ્કર્મ એટલી બળતરા ઉત્પન્ન કરે છે જાણે સ્મશાનમાં બળતા શબની જેમ પોતાનું આંતરિક સંતુલન ભસ્મીભૂત થતું જઈ રહ્યું હોય. વ્યક્તિ પોતાના ખુદનાથી ઘોર અસંતુષ્ટ છે. દુર્ભાગ્ય પર તેણે પળેપળ ખીજાવું જ પડે છે. નશો અથવા વ્યભિચાર જેવાં વ્યસનોનો આશ્રય લઈને, કોઈક રીતે દુઃખ ભૂલવાનો પ્રયત્ન તો કરે છે પણ તેનાથી કામ થતું નથી. ત્રાસ વધતો જ જાય છે - ઘટતો નથી. આ જ છે આજના વ્યક્તિગત જીવનની દુર્દશાનું દયનીય ચિત્ર.

કોઈક સમયે સુખ-શાંતિના સતયુગી વાતાવરણના આનંદમાં રહેનાર અને સમસ્ત વિશ્વને પ્રકાશભર્યાં અનુદાન પ્રદાન કરનાર આ ભારત આજે બરાબર વિપરીત પરિસ્થિતિમાં આવી પડ્યું છે. રોગ-શોકથી, કષ્ટ-કલેશથી, અભાવ-દરિદ્રતાથી, અસંતોષ-વિદ્વેષથી, આશંકા-અવિશ્વાસથી આજે માનવીય કષ્ટોનું પ્રમાણ દિવસે દિવસે વધી રહ્યું છે. અપરાધી મનોવૃત્તિ એવી રીતે વિકસી રહી છે કે સ્વજનો અને મિત્રોથી પણ પળેપળ ભયભીત રહેવું પડે છે. હલકી આકાંક્ષાઓ હલકી પરિસ્થિતિઓનું સર્જન કરી રહી છે. પ્રગતિની વાત વિચારનાર મનુષ્ય દિવસે દિવસે સર્વતોમુખી પતનની ખાઈમાં પડતો જઈ રહ્યો છે. ચિંતનના ઉચ્ચસ્તરીય આધાર તૂટી ચૂક્યા છે. વિલાસી રમકડાંથી રમવાની થોડીક સુવિધા વધી જવા છતાં પણ સર્વત્ર ગૂંગળામણ, આશંકા અને નિરાશાનાં વાદળો જ ઘેરાઈ રહ્યાં છે. લાગે છે કે આ સંસાર થોડાક સમયમાં એવો બની જશે કે જેમાં શાંતિથી રહી શકવાની ઉપલબ્ધિ કોઈને પણ મળી શકશે નહિ.

આ વિષમ અને વિપન્ન પરિસ્થિતિઓમાં વિશ્વમાનવની સામે એક જ પ્રશ્ન પ્રસ્તુત છે કે વિગત શતાબ્દીઓમાં પ્રગતિની દિશામાં આતુર આકાંક્ષા સાથે વધતા વિનાશના જે સર્પને ગળે લગાડી દીધો છે, તેનાથી છૂટવું કેવી રીતે ? સુખ-શાંતિ અને સંતોષની ભૂતકાળની પરિસ્થિતિઓ તરફ પાછા કેવી રીતે ફરી શકાય ? સુવિધા સાધનોની પ્રચુર અભિવૃદ્ધિ થવા છતાં પણ સર્વનાશની ખાઈમાં પડવાની વિડંબનાને કેવી રીતે પરાસ્ત કરી શકાય ? આ બધા પ્રશ્નોનો એક જ ઉત્તર છે - ભારતના ગુરુ જ્ઞાનનું પુનઃસ્મરણ. મનુષ્યના ચિંતનમાં ઉત્કૃષ્ટતા અને કર્તવ્યમાં આદર્શવાદિતાનો સમુચિત સમાવેશ કરી શકનાર આધ્યાત્મિક જ્ઞાનને ફરીથી જીવંત કરવું. જનમાનસના ભાવનાત્મક પરિષ્કાર માટે પ્રબળ પ્રયાસ કરવો. વિવિધ આકાર-પ્રકારની અગણિત સમસ્યાઓનું સમાધાન આનાથી ઓછામાં થવાનું નથી. બીજા શબ્દોમાં, આને ભારતની ગુરુ ગરિમા - ગૌરવ ગરિમાનું પુનરુત્થાન પણ કહી શકાય, જે આ દેશના ગુરુઓ, આચાર્યો અને મહામાનવોએ ક્યારેક પોતાના અંતઃકરણના ગહન મર્મસ્થળ સુધી ઠાંસી-ઠાંસીને ભરી હતી અને જે તેમણે ભારતવાસીઓને બતાવી - શીખવી હતી. પછીથી જેને ભારતવાસીઓએ સંસારભરમાં વિખેરીને માનવજાતિને અજસ્ર સુખ-શાંતિનાં અનુદાન પ્રદાન કર્યાં હતાં.

ફક્ત ભારત જ નહિ, પરંતુ સમસ્ત માનવજાતિના હિતમાં આ નિતાંત મહત્ત્વપૂર્ણ તથ્યને સમજવું જોઈએ કે આપણે જીવન અને મરણના ચૌટા પર ઊભા છીએ. પરિસ્થિતિઓ એટલી ઝડપથી ગતિશીલ છે કે ફેંસલો આ બાજુ કે તે બાજુ કોઈક પક્ષમાં તરત થવાનો છે. 'થોભો અને રાહ જુઓ'ની મંદગતિથી ચાલવાની ગુંજાઈશ હવે છે જ નહિ. જે કાંઈ ચાલી રહ્યું છે તેને યથાવત્ ચાલવા દેવું હોય તો સર્વભક્ષી મહાવિનાશની તૈયારી કરવી જોઈએ. આ પરિસ્થિતિઓમાં પ્રકાશનું એક જ કિરણ બાકી રહી જાય છે. આ વિષવૃક્ષનાં મૂળ કાપી નાંખવામાં આવે જેણે સર્વત્ર ઝેરી વાતાવરણ અને

નરક જેવી સડેલી દુર્ગંધ પેદા કરી દીધી છે. દુર્બુદ્ધિ, દુર્ભાવના, દુરભિસંધિઓ અને દુષ્પ્રવૃત્તિઓ જ એ મૂળ છે જેણે મનુષ્ય જેવી દૈવી વિભૂતિઓથી સંપન્ન - સમુન્નત પ્રાણીને આ દયનીય દુર્દશામાં ફસાવી છે. જે કુહાડીથી આ મૂળ કપાશે, તેને ભારતવર્ષનું ગુરુજ્ઞાન કે અધ્યાત્મ જ્ઞાન કહી શકાય. આ ગુરુ જ્ઞાનના બળે ભાવનાત્મક નવનિર્માણનું પુણ્ય પ્રયોજન લઈને આપણે ચાલીએ તો લોકમાનસમાં વ્યાપેલી હલકી આસ્થાઓ અને આકાંક્ષાઓનું ઉન્મૂલન કરી શકાય છે. તેની જગ્યાએ સદ્ભાવનાઓ અને સત્પ્રવૃત્તિઓનાં કલ્પવૃક્ષ વાવી - ઉગાડી શકાય છે.

તેના માટે આપણે ભારતવાસીઓએ જ આગળ આવવું પડશે. સૂર્ય હંમેશાં પૂર્વમાંથી જ ઉદય થાય છે. ઉદયાચળને જ સૂર્યોદયની ભૂમિકા ભજવવાનું શ્રેય મળતું રહ્યું છે. ઉષા, બ્રહ્મમુહૂર્તનો સંદેશ લઈને આવે છે અને પોતાની અરુણિમા વિખેરીને પ્રાણી જગતમાં જાગરણની ચેતના ફૂંકે છે. તદનુસાર બધા ઊઠી જાય છે અને ઊગતા સૂર્યનું અભિવાદન કરે છે. ભારત જ ઉદયાચળ છે. તેણે જ અનાદિકાળથી જીવન-જ્યોતિના સંચારની જવાબદારી નિભાવવી પડી છે. ભારતીય ગુરુજ્ઞાન અને દર્શને ઉષાની લાલિમા બનીને સદૈવ સર્વત્ર જાગરણની જ્યોતિ પ્રગટાવી છે. વિશ્વમાનવના સૌભાગ્યનો સૂર્ય પ્રત્યેક દિવસ પ્રત્યેક યુગમાં અહીંથી જ ઊગ્યો છે. આ જ સૂર્યોદયનો લાભ ઉઠાવીને માનવતા ધન્ય થતી રહી છે. આજના સઘન અંધકારનું નિરાકરણ પણ આ જ સૂર્યોદયથી થશે, જેનું સર્જન ભારતના ઋષિજ્ઞાને - ગુરુજ્ઞાને કર્યું છે. જેને બીજા શબ્દોમાં ભારતીય સંસ્કૃતિ પણ કહેવામાં આવી છે.

માનવજાતિ આજે જીવન-મરણના ઝૂલામાં ઝૂલી રહી છે. તેણે આગામી દિવસોમાં જ કાં તો ડૂબવાનું છે અથવા તો પાર થવાનું છે. વર્તમાન સ્થિતિ લાંબા ગાળા સુધી જળવાઈ રહી શકતી નથી. આપણે ઋષિરક્તના ઉત્તરાધિકારી - માનવીય ગરિમાના પ્રહરી જો આ ઘડીઓમાં આપણા પવિત્રતમ કર્ત્તવ્યની જવાબદારી નિભાવી ન શકીએ તો તે માત્ર આપણા માટે જ નિકૃષ્ટતમ ભર્ત્સનાનો પ્રસંગ નહિ હોય, પરંતુ આપણા દેશ અને સમાજ સહિત સમસ્ત માનવજાતિના, વિશ્વવસુધાના વિનાશનું કલંક પણ આપણા માથે જ આવશે. આપણા લોહીમાં અને સંસ્કારોમાં એ વિશેષતાઓ મોજૂદ છે - આપણને વારસામાં એ વિભૂતિઓ ઉપલબ્ધ છે, જે વિશ્વમાં ફેલાયેલા અંધકારનો નાશ કરવામાં સદૈવ ખરી સાબિત થતી રહી છે. આ બધું હોવા છતાં પણ જો આપણે નર પામરોની જેમ હેય પ્રયોજનોમાં જ ખપતા રહીએ અને સુવિસ્તૃત કર્ત્તવ્ય તરફથી વિમુખ બની રહીએ તો તેને આ યુગની સૌથી મોટી દુર્ઘટના કહેવાશે. આ સંકુચિતતાને આદર્શોનો - ભારતના ગુરુજ્ઞાનનો પરાભવ જ માનવામાં આવશે.

આ વખતની ગુરુપૂર્ણિમા ૩૧ જુલાઈ, ૨૦૧૫ના રોજ આ ગુરુપર્વ આપણને આપણાં કર્ત્તવ્યો - જવાબદારીઓનું સ્મરણ કરાવવા માટે જ છે. આપણી ગુરુસત્તા, યુગઋષિની ચેતના આપણને વારંવાર એમ ચેતવી રહી છે કે આ મહાન જવાબદારી નિભાવ્યા વિના કોઈ ગતિ નથી. સામાન્ય સમયમાં સુવિધાસંપન્ન જીવન જીવવાની વાત સમજાય છે પણ આપત્તિમાં તો મોટામાં મોટી વ્યક્તિગત અસુવિધાને સહન કરતાં કરતાં એ સામૂહિક સુરક્ષામાં સંલગ્ન થવું જોઈએ જેના પર આપણું અને આપણા દેશના અસ્તિત્વનું સંરક્ષણ નિર્ભર છે. સમયનો, યુગદેવતાનો, યુગઋષિ પરમ પૂજ્ય ગુરુદેવનો પોકાર આ જ છે. તેને વણસાંભળ્યો ન કરવો જોઈએ.

આજે કર્ત્તવ્ય નિર્ધારણની વેળામાં આપણને પ્રકાશ અને માર્ગદર્શનની આવશ્યકતા છે. આ પ્રયોજન પરમ પૂજ્ય ગુરુદેવ દ્વારા લખવામાં આવેલા યુગ સાહિત્યનાં પાનાંઓને ફેરવવાથી સહજપણે પૂરું થઈ શકે છે. પૂજ્ય ગુરુદેવે ઋષિજ્ઞાન-ગુરુજ્ઞાનની અવિચ્છિન્ન પરંપરાને જ પોતાના સાહિત્યમાં પ્રકાશિત કરી છે. તેમના વિચાર આપણને પ્રેરિત કરે છે કે આપણે સ્વયંને વિભૂતિઓથી સુસંપન્ન કરીએ અને મનુષ્યને દેવસ્તર સુધી ઊંચા ઉઠાવવામાં સહાયક બનીએ. સાથે જ આપણે સૌએ આપણી આધ્યાત્મિક સંપદાઓને, તેમના દ્વારા આપવામાં આવેલા ગુરુજ્ઞાનને - આપણી પહોંચ-પકડમાં આવી શકનારાં સુદૂર ક્ષેત્રો સુધી ઉદારતાપૂર્વક વિખેરવી પડશે જેથી ક્યાંય પણ અજ્ઞાન, અશક્તિ અને અભાવનું અસ્તિત્વ રહેવા ન પામે. આ પરંપરાનો નિર્વાહ જે મહાન જ્ઞાનના પ્રકાશમાં આપણને અનાદિકાળથી મળતો રહ્યો છે, તેનો જ પરિચય આપવા, તેને જ પ્રકાશિત કરવા માટે આ ગુરુપર્વ આવ્યું છે. એ પ્રયોજનથી કે આપણે આપણા મહાન ગુરુ પાસેથી, તેમના દ્વારા પ્રદત્ત જ્ઞાનથી આવશ્યક પ્રેરણા ગ્રહણ કરી શકીએ. તેમના વિચારોનું મનન કરતાં કરતાં તેના અનુસરણનું સાહસ ભેગું કરી શકીએ. પોતાની ગુરુ ગરિમાનું સંરક્ષણ કરતાં ભારત દેશને ફરીથી જગદ્ગુરુનું ગૌરવ પ્રદાન કરવા માટે અગ્રસર થઈ શકીએ જેથી વિશ્વમાનવતા ફરીથી ભારતના ઋષિજ્ઞાન, ગુરુજ્ઞાનથી અભિસિંચિત અને પોષિત થઈ શકે. *

# જ્ઞાનયજ્ઞ પુસ્તક મેળા સમાચાર

**મોરબી (ગુજરાત)—** તારીખ ૧૦ એપ્રિલ થી ૧૭ એપ્રિલના શનાલા રોડ પર ગાંધી ગ્રાઉન્ડમાં શ્રીમદ્ભાગવત જ્ઞાનયજ્ઞ સમિતિ તથા ગાયત્રી પરિવારના સંયુક્ત ઉપક્રમમાં વિરાટ પુસ્તક મેળાનું આયોજન સફળતાપૂર્વક સંપન્ન થયું.

આ વિરાટ પુસ્તક મેળામાં ભાવનગર ગાયત્રી પરિવારના પરિજનોએ અથક પરિશ્રમ કર્યો, જેમાં સ્થાનિક પરિજનોનો પણ ભાવપૂર્ણ સહયોગ રહ્યો.

પુસ્તક મેળામાં યુગ સાહિત્યના ગુજરાતી ભાષાના લગભગ ૪૦૦ વિષયોના પુસ્તકો તથા હિંદી ભાષાના પસંદ કરેલ મહત્ત્વપૂર્ણ પુસ્તકોને બ્રહ્મભોજમાં ઉપલબ્ધ કરાવવામાં આવ્યા. લગભગ ૧૦ લાખ રૂપિયાનું યુગ સાહિત્યનું વેચાણ થયું.

આ પુસ્તક મેળામાં ભારત સરકારના કૃષિ મંત્રી શ્રી મોહનભાઈ કુંડારિયા, પંચાયત મંત્રી ગુજરાત સરકાર શ્રી જયંતીભાઈ કવાડિયા, સ્થાનિક પ્રશાસનિક તથા પોલિસ અધિકારીઓ તેમજ ગણમાન્ય મહાનુભાવોની વિશેષ ઉપસ્થિતિ તથા માર્ગદર્શન રહ્યું.

**જાલોર (રાજસ્થાન)—** જિલ્લાના ગ્રામીણ વિસ્તારમાં આવેલ સાયલા તાલુકાના મુખ્યાલય પર તારીખ ૧૨ એપ્રિલથી ૧૮ એપ્રિલ ૨૦૧૫ના સ્થાનિક નિંબોરાનાથ મહાદેવ મંદિરમાં એક વિરાટ જ્ઞાનયજ્ઞ પુસ્તક મેળાનું સફળ આયોજન સંપન્ન થયું.

પુસ્તક મેળાનો શુભારંભ સાયલાના ઉપખંડ અધિકારી, ગ્રામ પંચાયતના સરપંચ તથા નાયબ તાલુકાદાર દ્વારા સંયુક્ત રૂપે કરવામાં આવ્યો.

મેળામાં પધારેલ જિલ્લાધીશ ડૉ. જીતેન્દ્ર સોનીએ વિદ્યાર્થી-વિદ્યાર્થીનીઓને મનોયોગપૂર્વક યુગ સાહિત્યનું અવલોકન કરતા જોઈ તેમને કેટલાક પ્રશ્નો કર્યા અને તેમના ઉત્તરથી સંતુષ્ટ તથા પ્રસન્ન થઈ સારું એવું સાહિત્ય ખરીદી તે બાળકોને ભેટ આપ્યું.

જીવનોપયોગી સાહિત્યએ આબાલવૃધ્ધ તથા સમાજના દરેક વર્ગને આકર્ષિત કર્યા. સમસ્ત સાહિત્ય બ્રહ્મભોજમાં અડધી કિંમતે ઉપલબ્ધ કરાવવામાં આવ્યું.

પ્રતિદિન વિશિષ્ટ વર્ગના મહાનુભાવોને આમંત્રિત કરી તેમના દ્વારા મેળાનો શુભારંભ કરાવવામાં આવ્યો. વિભિન્ન રાજનેતા, સંસ્થા પ્રમુખ, શાસકીય તથા શિક્ષણ સંસ્થાનોના ઉચ્ચાધિકારી, સાહિત્યકારો આદિએ વિઝીટર્સ બુકમાં પોતાની ભાવ અભિવ્યક્તિઓ અંકિત કરી તથા ઉદ્‌બોધન કર્યું.

રાજસ્થાન પ્રમુખ પત્ર-પત્રિકાઓ તથા ટી. વી. ચેનલોએ પુસ્તક મેળા સમાચાર પ્રમુખતાથી આપ્યા.

ગાયત્રી શક્તિપીઠ જાલોર દ્વારા પુસ્તક મેળાની વર્તમાન શૃંખલામાં આ આઠમો મેળો હતો. આહોર, શિવગંજ, સાંચોર તથા આબુ રોડમાં આગળના મેળાઓની તૈયારીઓ ચાલી રહી છે. *

## ''યુગ શક્તિ ગાયત્રી'' રૂપી પ્રાણ પ્રવાહને જન-જન સુધી પહોંચાડનાર પ્રજ્ઞા પરિજનોને હાર્દિક અભિનંદન

**૫૦૦૦ થી વધુ પત્રિકાના સદસ્ય બનાવનાર શક્તિ કેન્દ્ર**

અમદાવાદ - ગાયત્રી પરિવાર, ઓઢવ
ગોંડલ - ગાયત્રી શક્તિપીઠ

**૨૫૦૦ થી વધુ**

ડીસા - ગાયત્રી શક્તિપીઠ
મહેસાણા - ગાયત્રી શક્તિપીઠ
પાટણ - ગાયત્રી શક્તિપીઠ
બાયડ - ગાયત્રી શક્તિપીઠ
રાજકોટ - ગાયત્રી શક્તિપીઠ
ભાવનગર - ગાયત્રી ધામ
પાલનપુર - ગાયત્રી શક્તિપીઠ
ગાંધીનગર - પિનાકીનભાઈ વ્યાસ

**૧૫૦૦ થી વધુ**

વિસનગર - ગાયત્રી શક્તિપીઠ
કલોલ(ગાંધીનગર)-ગાયત્રી શક્તિપીઠ
મોરબી - ગાયત્રી પરિવાર ટ્રસ્ટ
વલસાડ - ગા. પ્રજ્ઞા પરિવાર સંગઠન
જામનગર - ગાયત્રી શક્તિપીઠ
વડોદરા - ગા. પરિવાર ન્યુ સમારોડ
ગાંધીનગર - ગાયત્રી શક્તિપીઠ
હિંમતનગર- પ્રેરણા પ્રજ્ઞા મંડલ (મહાવીરનગર)
સુરત-ગાયત્રી ચેતના કેન્દ્ર(કતારગામ)
વિજાપુર - ગાયત્રી શક્તિપીઠ
અમદાવાદ - ગાયત્રી પ્રજ્ઞા પરિવાર શાખા (ઘોડાસર)
રાણીપ - ગાયત્રી શક્તિપીઠ
મેઘરજ - ગાયત્રી પ્રજ્ઞાપીઠ
મોડાસા - ગાયત્રી સંસ્કાર ધામ
અમદાવાદ - બાબુભાઈ ડી. પટેલ
અમદાવાદ-ગાયત્રી શક્તિપીઠ ક્રાંતિકુંજ
અમદાવાદ-સોનલબેન વ્યાસ
અમદાવાદ-રાજભાઈ પટેલ
સુરત-યુગ સાહિત્ય પ્રચાર કેંદ્ર (વરાછા)
નવસારી - ગાયત્રી શક્તિપીઠ
અમદાવાદ - ગા. પ્રજ્ઞાપીઠ (બાપુનગર)
ભરૂચ - ગાયત્રી શક્તિપીઠ
ગોઝારિયા - કનુભાઈ પ્રજાપતિ
વિસનગર - સુશીલાબેન દેસાઈ
પાલીતાણા-જનકભાઈ(ગાયત્રી પરિવાર)
બીલીમોરા - ગાયત્રી પ્રજ્ઞા મંડળ
ખેડબ્રહ્મા - ગાયત્રી શક્તિપીઠ
જેતપુર - ગાયત્રી શક્તિપીઠ
અમદાવાદ - ગાયત્રી શક્તિપીઠ હાથીજણ
નયાઅંજાર - ગાયત્રી શક્તિપીઠ
અમદાવાદ - ગાયત્રી પ્રજ્ઞા મંડલ (ઈન્ડિયા કોલોની)
વડોદરા - ઈન્દ્રપુરી પ્રજ્ઞાપીઠ
વડોદરા - મહેશભાઈ ભટ્ટ
કડી - ગાયત્રી પ્રજ્ઞાપીઠ
ભીલડી - ઈશ્વરભાઈ પટેલ
ભરૂચ - કાંતિભાઈ રાણા
ભરૂચ - દિનેશભાઈ વાલા
અમદાવાદ - જાગૃતિબેન વી પટેલ
અમદાવાદ - દક્ષાબેન પટેલ
અમદાવાદ - ગાયત્રી પ્રજ્ઞા મંદિર કૃષ્ણાનગર
અમદાવાદ - રશ્મિબેન ભટ્ટ
અમદાવાદ - નિતાબેન ઉમેશ પંડિત
અમદાવાદ - વિઠ્ઠલભાઈ (ઈસનપુર)
પેથાપુર - ગાયત્રી પરિવાર શાખા
દાહોદ - શિવરામભાઈ પટેલ
વડોદરા - અશ્વિનીભાઈ દવે
થરાદ - ગાયત્રી શક્તિપીઠ
રાજકોટ - ગાયત્રી પરિવાર ઉપલાકાંઠા
બાલીસણા - ગાયત્રી શક્તિપીઠ
આલીદર - ગાયત્રી પ્રજ્ઞા મંડળ
તલોદ - ગાયત્રી પરિવાર શાખા
ઊનાવા - વીનુભાઈ પટેલ
વડોદરા - ધર્મિષ્ઠાબેન પંચોલી
બારડોલી - સનમુખભાઈ પટેલ
સથરા - ગાયત્રી પરિવાર શાખા
કુંવારદા - દોલતસિંહ ખેર
ગોધરા -કોમલબેન શિવનદાસ કલવાડી
જશદણ - ચંપાબેન સાપરા
પીજ - વિઠ્ઠલભાઈ એ. પટેલ
વડોદરા - રંજનબેન ઉપાધ્યાય
નવસારી - અંજુબેન ટી. પટેલ
વડાલી - કુમુદચંદ પટેલ
રાધનપુર - પ્રવીણભાઈ ખાદી વાલા
સુરત - પી. મિશ્રા
રાજુલા - ગાયત્રી શક્તિપીઠ
રાજકોટ - તારાબેન ડુહીયા
અમદાવાદ - શાંતિભાઈ પટેલ શક્તિકુંજ
ગાંધીનગર - રમેશભાઈ મિસ્ત્રી
અમદાવાદ - કનુભાઈ પટેલ
ધ્રાંગધ્રા - જયેશભાઈ વઢવાણા
માંડવી (સુરત)- ગા. પરિવાર શાખા
જુનાગઢ - લક્ષ્મણભાઈ ચુડાસમા
લીમખેડા - અમૃતલાલ પ્રજાપતિ
ઉમરેઠ - ગાયત્રી પરિવાર શાખા
વડોદરા - ઉષાબેન ડી. સોલંકી
ચલાલા - રતીલાલ મહેતા
ઊનાઈ - નગીનભાઈ ટીમ્બર
અમરેલી - સુરેશભાઈ જાની
વડોદરા - રંજનભાઈ. સી. જોષી
વડોદરા - ભરતભાઈ ત્રિવેદી
અમદાવાદ - જયંતિભાઈ સોલંકી
આણંદ - શોભનાબેન બ્રહ્મભટ્ટ
કાયાતલાવ-ગાયત્રી પરિવાર(અમલસાડ)
માલગઢ - ગાયત્રી સંસ્કાર કેન્દ્ર
વડોદરા - નરસિંહભાઈ પરમાર
ઓલપાડ - ગાયત્રી શક્તિપીઠ
દિયોદર - ગાયત્રી પ્રજ્ઞાપીઠ
વડોદરા - પ્રવિણભાઈ પટેલ
ચાણસ્મા - ગાયત્રી શક્તિપીઠ
સુરત - મધુબેન જે. પટેલ
યૂ.એસ.એ. - જયંતિભાઈ પટેલ
વડોદરા - રીતાબેન પ્રકાશભાઈ પટેલ
વડોદરા - ભરતભાઈ પ્રજાપતિ
પોરબંદર - મધુબેન ભીવાણી
અંકલેશ્વર - લલ્લુભાઈ ગુજ્જર
ભાવનગર - વલ્લભભાઈ ધોલરિયા
ઉકાઈ - ભાવનાબેન મિસ્ત્રી
આલીદર - ગોવિંદભાઈ પરમાર
ટાંકી - રસુભાઈ ભાભોર
ચેખલા - સુબાજી ભીલડીયા
વડોદરા - ગાયત્રી શક્તિપીઠ (ખટંબા)

**૫૦૦ થી વધુ**

માંડવી (કચ્છ) - ગાયત્રી પ્રજ્ઞાપીઠ
સુરત -ગા. શક્તિપીઠ બાલાજી રોડ
રાધનપુર - ગાયત્રી શક્તિપીઠ
સુરત - ગાયત્રી શક્તિપીઠ (ડભોલી)
ઊંઝા - ગા. પરિવાર શાખા
લાડોલ - ગાયત્રી શક્તિપીઠ
સંતરામપુર - ગાયત્રી શક્તિપીઠ
સુરેન્દ્રનગર - ગાયત્રી શક્તિપીઠ
ભુજ - ભગવાનદાસ આહુજા
ગોધરા - બાબુભાઈ સાંકલા
હિમ્મતનગર-ગાયત્રી પ્રજ્ઞાપીઠ કાંકરોલ
વડોદરા - અમૃતભાઈ સી. પટેલ
વડોદરા - દત્તુપ્રસાદ પાઠક
કલોલ - મુકેશભાઈ શાહ,
કલોલ - જયાબેન પટેલ
કલોલ - રાજભાઈ પટેલ (મુખી)
વડોદરા - મનીષભાઈ વૈદ્ય
સુરત - ગાયત્રી શક્તિપીઠ, રાંદેર
કપડવંજ - જશુભાઈ પ્રજાપતિ
જામજોધપુર- ગાયત્રી શક્તિપીઠ
અમદાવાદ-ગા.પરિવાર માધવનગર

**૨૫૦ થી વધુ**

ચોરીવાડ - ઘનશ્યામભાઈ શર્મા
જુનાગઢ - ગાયત્રી શક્તિપીઠ
અમરેલી - ગાયત્રી શક્તિપીઠ
આદિત્યાણા - નાથાભાઈ મોઢા
રાજપીપલા - ચંદુભાઈ મારવાડી
ભીલોડા - ગાયત્રી પ્રજ્ઞાપીઠ
મોગરી - ગાયત્રી શક્તિપીઠ
નડિયાદ - ચંદુભાઈ એમ. પટેલ
હિમતનગર - મહિલા ગાયત્રી પરિવાર
વડગામ - કરસનભાઈ સોલંકી
વ્યારા - ગાયત્રી શક્તિપીઠ
સરદાર કૃષિ નગર - ગા. શક્તિપીઠ
બોટાદ - બી.આર. ધોલકીયા
સુરત - દેવરાજસિંહ મહીડા
જુનાગઢ - બી. પી. જાદવ
ધાનેરા - ગાયત્રી પરિવાર શાખા
માલપુર - નવીનભાઈ પંચાલ
સરીબુજરંગ - ચંચલબેન ગાંધી
ધોલકા - ગાયત્રી પ્રજ્ઞાપીઠ
વડોદરા - દેવદત્તભાઈ પ્રજાપતિ

યુગ સાહિત્ય સ્થાપના વર્ષ

Yug Shakti Gayatri Gujrati Monthly

R.N.I. No. 23434/71

प्र.ति. 25.6.2015
Regd No. Mathura/23/2015 -17
Licensed to post without Prepayment
No. Agra/WPP-012/2015-17

# ગાયત્રી જયંતી મહોત્સવ, ગાયત્રી તપોભૂમિ, મથુરા.











માલિક યુગ નિર્માણ યોજના ટ્રસ્ટ મથુરા માટે મૃત્યુંજય શર્મા દ્વારા યુગ નિર્માણ યોજના ટ્રસ્ટથી પ્રકાશિત તથા યુગ નિર્માણ યોજના પ્રેસ, મથુરામાં મુદ્રિત સંપાદક-ડૉ. પ્રણવ પંડયા, સહસંપાદક-ઘનશ્યામભાઈ પટેલ
Phon No. : (0565) 2530399, 2530128, Mob. 09927086289, 09927086287
Fax : (0565) 2530200 E-Mail : yugnirman@awgp.org